# THE LIFE OF
# A. B. SIMPSON

BY

A. E. THOMPSON, M. A.

# THE LIFE OF

# A. B. SIMPSON

BY

A. E. THOMPSON, M. A.

---

અંગ્રેજી પરથી ગુજરાતીમાં સંક્ષિપ્ત ભાષાંતર



સુરત

Printed and Published by J. Rogers for the Alliance Mission at the Mission Press, Surat.

1928.

# પ્રકરણ ૧ લું.

## યુવાવસ્થા.

ડૉ. સિમ્પસન પોતે પોતાને હાથે તેમનું જીવનચરિત્ર લખે, એવી તેના કેટલાક મિત્રોની આગ્રહપૂર્વક માગણી સ્વીકારીને તેણે પોતાની બાલ્યાવસ્થાની કેટલીક બીનાઓનું રસિકતાથી વર્ણન કર્યું છે. પોતે પોતાના ગુણ ગાવા અથવા પોતે પોતા સંબંધી કંઇ પણ કહેવું એ પર તેને અણગમો હોવાથી આ પ્રકરણમાં તેણે જે કંઇ થોડુંઘણું લખ્યું છે તે તથા બીજા થોડાક ફકરા સિવાય તેના જીવનચરિત્ર વિષે બીજું કંઇ મળતું નથી.

"બાલ્યાવસ્થાના પ્રથમ સ્મરણ તરીકે મને મારાં માતુશ્રી યાદ આવે છે. વખતોવખત તે એક અંધારી એકાંત ઓરડીમાં પેસીને રડતી, ત્યારે પ્રભુ મારી માને દિલાસો આપે માટે હું ઉઠીને મારી પથારી પાસે કેવો ઘુંટણે પડી પ્રાર્થના કરતો તેની મને યાદ આવે છે, જો કે એ ઉમ્મરે તો હું પ્રભુને ઓળખતો પણ નહોતો. તેના આ કલ્પાંતનું કારણ હું પાછળથી બરાબર સમજ્યો. મારાં માબાપ એવી એકાંત જગામાં રહેતાં હતાં કે જ્યાં પોતાનાં વહાલાં સ્નેહીઓ તથા પોતાના જેવા સુશિક્ષિત મિત્રોની તેમને કદી મુલાકાત થાય નહિ. આવા સ્થળે રહેવાથી મુંઝામણ થાય, અને રૂદનમાં રાતો કાઢવી પડે તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી; અને તેના નાના દીકરાને પ્રભુ જે એકલોજ મદદ કરનાર છે તેની ભણી ફરવાનો આત્મિક અનુભવ એવા સંજોગોમાં થાય એમાં પણ કંઇ આશ્ચર્ય જેવું નથી.

"મારી વહાલી મા ચુસ્ત અને ખરી ખ્રીસ્તી હતી, પણ જે અગાધ શાંતિ મારી જીંદગીના પાછલા ભાગમાં મને મળી, જે એક-લીજ સંસારી ચિંતા અને જંજાળથી આપણને મુક્ત કરી શકે છે, તે

ખરી શાંતિ સંબંધી તે હજી પૂરેપૂરૂં જાણતી ન હતી. મારી માનો સ્વભાવ જરાકમાં લાગણી થઇ જાય એવો હતો. પ્રાચીન અંગ્રેજ કવિઓની કવિતાઓ વાંચવાનું તેને બહુ ગમતું, અને તેના એ સ્વભાવની થોડીઘણી અસર મારા ઉપર પણ થએલી છે, એવું મને લાગે છે.

"નાનપણુની બીજી એક બાબતથી પણ થોડેઘણે અંશે મારા પર ધાર્મિક અસર થએલી છે. એક વખતે મારો એક નાનો ચપ્પુ ગુમાઇ ગયો. આ ચીજ તો દરેક છોકરાનો મુખ્ય ખજાનો ગણાય છે. મને એકાએક એવો વિચાર આવ્યો કે, આ ચપ્પુ જડે માટે મારે પ્રાર્થના કરવી જોઇએ. થોડી વારમાં મને તે ચપ્પુ જડયો, જેથી હું ઘણો ખુશી થયો. આ બીનાથી મારા કુમળા અંત:કરણ પર ભારે અને ગંભીર અસર થઇ, એટલુંજ નહિ પણ વળી જીંદગીપર્યંત મને ખાતરી થઇ કે પ્રાર્થનાદ્વારા દરેક બાબત પ્રભુની આગળ લાવવી એ આપણો હક છે. આ વખતે મારા અંત:કરણનું પરિવર્તન થયું હતું અથવા તો હું ખ્રીસ્તની તરફ પૂરેપૂરી રીતે વળ્યો હતો એવો વિચાર કોઇના મનમાં ઠસાવવો એવી મારી મતલબ નથી. પ્રભુ વિષેની મારી સમજ ઘણી કાચી અને ભાગીતુટી હતી, પણ હમણાં મને સાફ માલમ પડે છે કે, પ્રભુ ત્યારે મારૂં ભવિષ્ય ઘડતો હતો, અને જાણે કે હું ક્યારનોએ તેનું બાળક થઇ ચૂક્યો હોઉંની તેવી રીતે તે મારી સાથે વર્તતો હતો; કેમકે તે તો અગાઉથીજ જાણતો હતો કે, હું ભવિષ્યમાં તેને શરણે જવાનો અને તેને મારા પોતાના પિતા તથા મારા ત્રાતા તરીકે કબૂલ કરવાનો. જેઓ પ્રભુને ઓળખતા હોતા નથી તેઓની પ્રાર્થનાનો જવાબ પણ તેઓને મળે છે, અને તેનું કારણ શું હશે તેની સમજ આ વાત પરથી પડે છે. વિશ્વાસના ધોરણ પ્રમાણે પ્રભુ તેમની સાથે વર્તે છે, ને "જે વાનાં નથી તે જાણે હોય એમ માને છે."

"મારો ભલો પિતા શિક્ષાની સાર્થકતા સારી પેઠે સમજતો, અને મને માર પડવાનો છે એવું મને જણાતાં હું ઘણીવાર શિક્ષાની બીકે સટકી જતો રહેતો. છતાં એક વિશ્રામવારે, જ્યારે સૂર્ય

પ્રકાશતો હતો અને હવા ખુશનુમા હતી તેવે વખતે મને ચાબુકનો થોડોક માર પડયો. ઘરમાંથી નીકળી છાનામાના નાસી જવાની મેં હિમ્મત કરી અને અઘટિત છૂટનો હર્ષભેર ઉપયોગ કરી હું વાડામાં થઇને સટકી જતો હતો તેવામાં કમભાગ્યે મારા બાપે મને જોઇ લીધો; તરતજ મને પાછો બોલાવ્યો, અને ગંભીરતાથી મને કહ્યું કે, ઠીક છે, આજ તો હું તને જવા દઉં છું, પણ કાલ સવારે નાસ્તા પછી હું તને બરાબર ચાબુકથી ફટકારીશ, કારણ કે મારા પિતા એમ માનતા હતા કે ચાબુકનો માર મારવાથી પણ વિશ્રામવારનો ભંગ થાય છે. બીજી સવારે મને તો ચાબુકથી ફટકારવામાં આવ્યો. હવે મારો એક મોટો ભાઇ હતો, એને મારા કરતાં વિશાળ અનુભવ અને બુદ્ધિ હતાં. તેણે મને મારમાંથી બચી જવાનો માર્ગ બતાવ્યો, અને ગુપ્તમાં સલાહ આપી કે, જો ફરીથી તારે શિક્ષા ખમવાનો પ્રસંગ આવે તો પ્રાત:કાળે અરૂણોદય થતાં પહેલાં, એટલે આપણા બાપને ઉઠવાનો વખત થાય તે અગાઉ ઉઠીને બત્તી સળગાવવી, અને મોટું બાયબલ મોં આગળ ઉઘાડું મૂકીને બેઠકના ઓરડાના ખુણામાં બેસી જવું, અને ગંભીર અને પસ્તાવિક મનનો હો, તેવો ડોળ દેખાડવો. તેના અનુભવ પરથી તેણે મને જણાવ્યું કે આથી આપણો બાપ સમજી જાય છે, અને મને પણ ઘણી વખત એમજ જતો કરેલો છે. મારે દિલગીરીથી કહેવું પડે છે કે એ વખતે હું એટલો બધો અધર્મી હતો કે એ સૂચના માનવાને હું તૈયાર થયો. એક દહાડો મને માર પડવાનો હતો ત્યારે ખરેખર એજ સૂચના પ્રમાણે હળવે રહીને હું મારી પથારીમાંથી ઉઠયો, ને ભક્તિનો ડોળ કરીને ગંભીર અને ઠાવકે મોઢે બેઠો. હજુ પણ મને લાગે છે કે હું ખરા ભાવથી એ કરતો હતો કે નહિ તેની ખાતરી કરી જોવા મારા શાંત પ્રકૃતિના અને ઓછાબોલા પિતા મેજની પાસે બેઠા બેઠા જાણે ચશ્માંમાંથી આડી નજરે મારી તરફ જોતા હોય. સેવાભક્તિ પૂરી કર્યા પછી મારા પિતા છાનામાના પોતાને કામે ચાલ્યા ગયા, અને મને શિક્ષા કરવાના સંબંધમાં ત્યાર પછી કંઈ પણ વાત કાઢી નહિ.

"બચપણની આવી આવી વાતો જોતાં મારી જીંદગીનો કંઇક સખત ઘાટ ઘડાયો હતો પણ તેથી હું દુ:ખી છું એવું મારૂં કહેવું નથી. કારણ કે એથી તો હું માન આપતાં શીખ્યો તથા એવી નીતિ શીખ્યો કે જે મને હિતકારક નીવડી; વળી એને લીધે વારંવાર દેવનો ઉપકાર માનવાનું નિમિત્ત પણ મને મળતું, અને આ ગુણોની અછત હાલની ઉછરતી પેઢીની કદાપિ મોટામાં મોટી ખામી છે. એથી ભુંડાં કામો પ્રતિ મારા યુવક મનમાં ત્રાસ ઉપજ્યો, અને હું એક યુવક તરીકે સંસારના પરીક્ષણસાગરમાં પડયો ત્યારે મારો બચાવ થયો. તે અણસમજના દિવસોમાં જે ધર્મજ્ઞાન મારા મનમાં ઠસાવવામાં આવ્યું હતું, જે હું તે વખતે સમજતો પણ નહોતો, તે પવિત્ર આત્માના પ્રકાશથી અને મારા ભવિષ્યના જાતિ અનુભવ પરથી એવું નીવડયું કે જે ભવિષ્યમાં શાસ્ત્રીય સિદ્ધાંતો અને સત્યતાઓ સમજવામાં અને છેવટે ઇશ્વરી જ્ઞાનનો ખજાનો ગ્રહણ કરવાને મને સહાયભૂત થયું. પરંતુ નવા જમાનાને અનુસરી અમારા કુટુંબમાંથી બાળકોને માટે શિક્ષાની પદ્ધતિ બંધ કરવામાં આવી, પણ એમ કરવાથી કંઇ પણ લાભ થયો હોય એવું મારાથી કહી શકાતું નથી. કૌટુંબિક કેળવણીનું મુખ્ય ધોરણ તો ખ્રીસ્તી મોકળાપણા ને પ્રેમની સાથે સખત શાસનના મિશ્રણમાંજ રહેલું છે.

"મારી બાલ્યાવસ્થા તથા યુવાવસ્થાના દિવસોમાં ઇશ્વરે અજબ રીતે મારો બચાવ કર્યો છે. મારો જીવ ઘણીવાર ચમત્કારિક રીતે બચાવવામાં આવ્યો છે, એવા ઘણા પ્રસંગોની મને યાદ આવે છે. એક વાર તો એક ઇમારતની પાલખ પર ચઢતાં મારો પગ એક જેવાતેવા બાંધેલા પાટીઆ પર પડયો, જેથી પાટીઉં એક બાજુએ નમી ગયું અને હું વચગાળે પેસી ગયો, સહજ હાથ નાખતાં માળનું પીઢીયું મારા હાથમાં આવી ગયું, તેને વળગી રહીને મેં બુમ પાડી. છેવટે થાકી જઇને પડવાની તૈયારીમાં હતો તેવામાં એક મજુરે મને પકડી લીધો. પડયો હોત તો ખચીત હું મરી જાત, નહિનો, જીંદગીભર ખોડો તો રહેતજ.

"બીજે એક પ્રસંગે મારો ઘોડો ઠેસ ખાઇને પડી ગયો, જેથી હું ઉંધે માથે પડયો. મને શુદ્ધિ આવી ત્યારે ઘોડો મારા પર વાંકો વળીને જાણે કે મને કહેતો હોયની કે, હિમ્મત રાખ, તેમ મેં જોયું. એક વખતે કોઇ બીજે ઘોડે મને એવી લાત મારી કે હું બેશુદ્ધ થઇ ગયો; મેં તો ધાર્યું કે હું મરી જવાનો; તે વારે શુદ્ધિમાં આવતા પહેલાં મારે ઘણાં તરફડીઆં મારવાં પડયાં હતાં, અને હજીએ મને તે સાંભરે છે, પણ આખરે હું ઇશ્વરકૃપાથી બચી ગયો.

"એક વખતે હું બુડતાં બુડતાં અજબ રીતે બચી ગયો. હાઇસ્કુલના મારા એક સોબતી સાથે, એક વખત હું જંગલી દ્રાક્ષ વીણવા ગયો હતો. વીણતાં વીણતાં તેણે મને કહ્યું, ચાલો, આપણે તરવા પડીએ. મને તો બિલકુલ તરતાં આવડતું નહોતું. જરા વારમાં તો હું ઉંડા પાણીમાં જઇ પહોંચ્યો, ને ગુંગળાવા લાગ્યો; એ વખતની મુંઝામણ તો મને હમેશાં યાદ આવે છે અને યાદ રહેશે, જાણે કે દર્શનમાં જોતો હોઉં તેમ મારી આખી જીંદગી તેજ પળે મારી નજર આગળ આવી. કહે છે કે ડુબતા માણસોની આગળ તેમની છેલ્લી ઘડીએ તેમની આખી જીંદગીનો ચિતાર રજુ થાય છે, એવી જે વાતો મે સાંભળેલી તેની મને તે વખતે બરાબર સમજ પડી; અને મને લાગ્યું કે મારા ડુબી જવા સંબંધી જાણે વર્તમાનપત્રમાં ખબર આવી, અને તે વાંચી મારા મિત્રો દુ:ખી થયા હોય; પરંતુ આ પ્રસંગે પણ પ્રભુએ તેની કૃપાથી મને ઉગાર્યો. મારા મિત્રના તો હોશ ઉડી ગયા તેથી તે તો મને મદદ પણ કરી ન શક્યો; પણ તેણે 'કોઇ બુડે છે, બુડે છે,' એવી બુમ પાડી. તે બુમો થોડે છેટે ફરતી કોઇ નાવડીવાળાએ સાંભળી. આ વખતે તો હું છેલ્લી વાર ડુબકી ખાઇ ડુબી જવાની તૈયારીમાંજ હતો એટલામાં વખતસર નાવડીવાળાએ મને પાણીમાંથી તાણી કાઢીને નદીને કાંઠે મુક્યો. થોડી વાર પછી હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મને લાગ્યું કે નદીમાં મને જે કારમો અનુભવ થયો તે દરમિયાન જાણે વર્ષો વીતી ગયાં હોય. આ અનુભવથી મારા પર ઘણી ઉંડી આત્મિક છાપ પડી.

"પણ ઉપરોક્ત બીનાથી જે આત્મિક સ્થિતિએ હું પહોંચ્યો હતો તેમાં હું ઝાઝો વખત ટક્યો નહિ, પણ બીજા છોકરાઓની માફક હું પણ રમતગમતમાં બે ઘડી દિલ ખુશ કરતો, જે આ નીચેની નાની બીનાથી જણાશે. સુભાગ્યે હાઇસ્કુલમાં પહેલા નંબરના ઇનામ દાખલ મને એક બહુ સુંદર પુસ્તક મળ્યું. હવે એજ ઇનામ મેળવવાને મારા સાથીએ બહુ મહેનત કરી હતી પણ કમભાગ્યે તે પરીક્ષામાં નાપાસ થયો. હવે એવું બન્યું કે તેની પાસે એક સારંગી હતી, જેનાથી હું બહુ મોહિત થતો હતો. હવે બીજી કોઇ રીતે તેનું કંઇ નહિ વળ્યું ત્યારે તેણે મને પેલી સારંગી આપવાની લાલચ બતાવી, અને મને આડુંઅવળું સમજાવ્યું, એટલે મારૂં ફક્કડ ઇનામ અને તેની જુની સારંગી, આ બેની અમે અદલાબદલી કરી. ત્યાર પછીને ઉનાળે તે સારંગી લઇ હું મારે ઘેર ગયો, તેના સુરથી મેં રાતને ભયાનક કરી મુકી, અને હું પોતે પણ અન્યને ખલેલરૂપ થઇ પડયો. કોઇ પણ ગાયન હું કોઇ પણ વાજીંત્ર પર ઉતારી શકતો નહિ, પણ એટલું તો ખરૂં કે મારી પ્રકૃતિમાં સંગીત પ્રત્યે ગુપ્ત શોખ હતો, અને ભવિષ્યમાં જ્યારે જ્યારે હું સારંગીનો સુર સાંભળતો ત્યારે હું જેટલો ખુશ થતો તેટલો અને તેવો બીજા કોઇ વાજિંત્રથી હું ખુશ થતો નહોતો.

"મારી જીંદગીમાં ચૌદ વરસની ઉંમરે ધર્મને લગતો કટોકટીનો પ્રસંગ આવ્યો. આ વખત પહેલાં થોડા વખતથી હું પાળકપદને વાસ્તે અભ્યાસ કરવાના વિચારમાં હતો. ખ્રીસ્તી જુસ્સો જે ઘણી વાર આપોઆપ હૃદયમાં ઉપજે છે તેવું કારણ આ નહોતું, પણ પ્રથમ તો એ મારી ફરજ છે એમ હું સમજ્યો. મારી ભવિષ્યની જીંદગી સંબંધી મારા કુમળા હૃદયમાં ઘડાઘડી ચાલી. પાળકપદમાં અથવા તો ધર્મસેવાકાર્યમાં દાખલ થવાથી મારા ઘણા મોજશોખ પર મારે અંકુશ મુકવો પડશે એવું મને લાગ્યું, તેથી હું કુદરતી રીતેજ તે ભાવનાની સામે થયો. મારી એક પ્રબળ ઇચ્છા તો એ હતી કે, મારે એક બંદુક લાવવી અને પછી શિકાર રમવા જવું ;

પણ મેં વિચાર કર્યો કે જો હું પાળકપદ સ્વીકારૂં તો પછી આવી રમતગમતોમાં મોજ માણવી એ મને શોભશે નહિ.

"આ વખતે એક એવો બનાવ બન્યો કે જેથી હું આ મુંઝામણમાંથી મુક્ત થયો. થોડુંઘણું કામ કરીને હું કંઇક કમાયો હતો, તેમાંથી બચાવેલા થોડાક પૈસા મારી પાસે હતા. તે લઇને એક દિવસ હું છાનોમાનો શહેરમાં સટકી ગયો, અને એક બંદુક ખરીદી. થોડાક દહાડા તો મેં ઠીક મજા કરી લીધી. બંદુક લઇને હું છાનોમાનો જંગલમાં નીકળી પડતો; પાછો આવતો ત્યારે મારી બેનની મદદથી હું તેને પાછી માળિયામાં મૂકી દેતો. એટલી બધી તજવીજ રાખ્યા છતાં પણ એક દિવસ મારી માએ તે જોઇ લીધી, એટલે તો એવો બનાવ બન્યો કે જે કદી ભુલાયજ નહિ. મારો મામો ગોળીથી અકસ્માત મરણ પામ્યો હતો; અને મારા કુટુંબમાં તો આવી બાબતો નિષેધિત હતી એ હું જાણતો હતો, અને મારે એ યાદ પણ રાખવું જોઇતું હતું. આ દિવસ તો જાણે કે મારે માટે ન્યાયકાળનો દિવસ હતો. એ બંદુક લાવવામાં આવી ત્યારે હું બાવરો બની ગયો, અને મને એવું ફરમાવવામાં આવ્યું કે, જેની પાસેથી હું એ બંદુક લાવ્યો હોઉં તેને મારે તે પાછી આપી આવવી. આથી મારી તો બંદુક પણ ગઇ અને પૈસા પણ ગયા, અને ફજેત થયો તે જુદું.

"આ દુઃખદાયક બનાવથી પાળકપદ સંબંધીના સવાલનો ફડચો આવ્યો. એ પછી થોડાજ વખતમાં મેં બધી બાબતો જતી કરી, અને બની શકે તો સુવાર્તા પ્રગટ કરવાનો કોઇ માર્ગ મળે છે કે નહિ, તે વિષે તપાસ કરવાનો ઠરાવ કર્યો. પણ હજી સુધી એ વાત ઘરમાં ચરચાઇ નહોતી. એક દિવસ એવું બન્યું કે મારા પિતા શાંત અને ગંભીર બનીને બેઠા હતા; મારાં માતુશ્રી પણ તેમની પાસેજ બેઠેલાં હતાં. ત્યારે અમ બન્ને ભાઇઓને બોલાવીને મારા પિતાએ કહ્યું કે, 'આ મારો મોટો દીકરો ધર્મોપદેશક થાય એવો ઘણા વખતથી ઠરાવ કરવામાં આવ્યો છે, અને હવે તેને અભ્યાસ કરવા કૉલેજમાં મોકલવાનો વખત આવ્યો છે.' અત્યાર સુધી તો અમને બન્ને

ભાઇઓને સારૂં પ્રાથમિક શિક્ષણ આપવામાં આવ્યું હતું. મારા પિતાએ ઘણાં વરસો પર કરેલા ધંધામાંથી થોડાઘણા પૈસા બચાવ્યા હતા. તે વિષે તેમણે અમને બન્ને ભાઇઓને કહ્યું કે, 'એ પૈસાવડે બન્નેને તો નહિ, પણ એકનેજ કૉલેજમાં મોકલી શકાય એમ છે.' તેથી તેમણે એવો ઠરાવ કર્યો કે, મારો મોટો ભાઈ કૉલેજમાં જાય, અને હું ઘેર રહીને ખેતીનું કામ સંભાળી લઉં. ક્રમને મેં આ વાત મંજુર રાખી. પણ મેં બીતાં બીતાં કાલાવાલા કર્યા કે, તમે મને પણ ભણવા મોકલો તો મારે તમારા પૈસા કે કંઇજ જોઇતું નથી, તે તો હું કામ કરીને મેળવીશ ને મારે પોતાને ખરચે ભણીશ; મારે ફક્ત તમારી અનુમતિ અને આશીર્વાદ જોઇએ છે. નિશાળ ચલાવી મારી કેળવણીનો ખરચ કાઢવાનો મારો ઇરાદો હતો, પણ એટલું કહેવાની પણ મારી છાતી ચાલી નહિ, કારણ કે હું તો તે વખતે કેવળ ચૌદ વરસની નાની ઉંમરનો હતો. મારા પિતાએ મારી માગણી સ્વીકારી અને શાંત ગદગદ કંઠે કહ્યું કે, 'મારા દીકરા, પ્રભુ તને આશીર્વાદ આપો.'

"આ પ્રમાણે કેળવણી મેળવવાને માટે હું ભારે પ્રયત્ન કરવા લાગ્યો, જેથી દેવનો આભાર માન્યા વગર મારાથી રહેવાશે નહિ. કોઇએ કહ્યું છે કે, 'ઘણાક સફળ થાય છે, કારણ કે સફળતા પરાણે તેમને આપવામાં આવે છે,' પણ જેઓ વગર પૈસે શરૂઆત કરે છે, ને ફતેહ મેળવે છે તેજ જીવન ખરેખર સફળ જીવન છે. પચાસેક વર્ષ પર જે જે મુસીબતોનો આરંભ થયો, ને હજી પણ જેનો અંત આવ્યો નથી તેથી મને જે આશીર્વાદ મળ્યો, એ કરતાં દેવ તરફથી બીજો મોટો આશીર્વાદ મને મળ્યો નથી.

"પ્રથમ તો થોડાક મહિના અમે બન્ને ભાઇઓ એક વાનપ્રસ્થ ઉપદેશક પાસે, અને પછી એક પ્રેમાળ, વિદ્વાન પાળક જે અમને અમારા ધારેલા કામમાં મદદ કરવા તૈયાર હતો, તેની પાસે લાટિન, ગ્રીક અને ગણિતશાસ્ત્ર શીખ્યા. ત્યાર પછી ચાથામની હાઇસ્કુલમાં મેં મારો અભ્યાસ ચાલુ રાખ્યો, પણ અતિશ્રમથી મારૂં શરીર

બગડયું, અને હું સખત માંદો થઇને ઘેર પાછો આવ્યો. પછી એક ભયંકર કડાકો થયો, અને જાણે આકાશ મારા પર તુટી પડતું હોય તેમ મને લાગ્યું. એક રાતે સુઇ ગયા પછી એક તારો ઓચિંતો મારી આંખો આગળ ઝબકતો દેખાયો. તેની ભણી જોતાં મારા તો હોશ ઉડી ગયા. મારા બીછાનામાંથી હું એકદમ ધ્રુજતો ધ્રુજતો કુદી પડયો, અને મારા પર મોત ઝઝુમી રહ્યું હોય એમ મને લાગ્યું. પછી આખી રાત મને એટલી બધી ટાઢ લાગી કે હું તો ટાઢે મરણ-તોલ થઇ ગયો. એક વૈદે મને કહ્યું કે, તારી શારીરિક નબળાઇને લીધે એક વરસ સુધી તારે બિલકુલ કોઇ પણ જાતનું વાંચન કરવું નહિ, કારણ કે તારો મંદવાડ ઘણો ભયંકર છે. પછી માનસિક અને શારીરિક દુ:ખનો એવો વખત આવ્યો કે જેનું વર્ણન શબ્દોમાં કરી શકાય નહિ. મારા મનમાં એવો વિચાર આવ્યો કે અમુક વખતે હું મરી જવાનો; અને દર દિવસે જેમ જેમ તે ઘડી પાસે ને પાસે આવતી જતી તેમ તેમ અતિશય ઉચાટમાં અને ઉચાટમાં તે ઘડી ક્યારે વીતી જાય તેની હું વાટ જોતો, પણ તે ચોઘડિયું જતું રહેતું ને હું જીવતો રહેતો ત્યારે મને ઘણુંજ અજાયબ લાગતું.

"એક દિવસે તો મારી સ્થિતિ એટલી ભયંકર થઇ કે ન પુછો વાત. ભય અને શોકમાં ગરક થઇ જઇને મેં મારા પિતાને મારી પાસે બોલાવ્યા, અને કહ્યું કે, પિતાજી, મારે માટે પ્રાર્થના કરો, કારણ કે મને લાગે છે કે હું હવે મરી જઇશ. વિશેષ મોટા દુ:ખની વાત એ હતી કે ખ્રીસ્ત મારૂં તારણ કરશે, એવી તે વખતે મને ખાતરીપૂર્વક આશા નહોતી. મને જે ધર્મશિક્ષણ મળ્યું હતું તેથી પ્રભુ ઇસુ ખ્રીસ્તની મધુર અને સ્પષ્ટ સુવાર્તાની મને કશીએ સમજ પડી નહોતી. ઇશ્વર વિષે મારો ખ્યાલ એવો હતો કે તે બહુ કરડો છે; અને ધર્મશિક્ષણથી મને જે જ્ઞાન થયું હતું તે એ હતું કે, કોઇ પણ રીતે આત્મામાં અજબ ફેરફાર એટલે નવો જન્મ થવો જોઇએ, અને તે નવો જન્મ તો કેવળ દેવ એકલો આપી શકે છે. આ નવા જન્મની મેં બહુ ઉલટભેર વાટ જોયા કરી, પણ તે નવો જન્મ

મારામાં હજુ સુધી થયો નહોતો. તે દિવસે મારા બાપે કેટલા આગ્રહથી મારે માટે પ્રાર્થના કરી હતી અને મેં પણ નિસાસો નાખ્યો હતો કે મારૂં તારણ થાય ત્યાં સુધી પ્રભુ મને જીવતો રાખે તો કેટલું સારૂં! પછી મને જરા આરામ થયો, એટલે મેં જાણ્યું કે આજ તો તે ઘડી ગઇ છે, હવે જે થાય તે કાલે. મેં ઘડીઆળ ભણી જોયું તો માલમ પડયું કે એ અણીનો વખત તો વીતી ગયો છે. મારા મનમાં ભરોસો ઉપજ્યો કે, પ્રભુ મને હજી આજ એક દિવસ તો જીવતો રાખશે, માટે એટલામાં મરણદંડની શિક્ષા પામેલા માણસ તરીકે મારે મારા તારણને માટે પ્રયત્ન કરવો અને પ્રાર્થના કરવી જોઇએ. આખો દહાડો મેં ઘણાજ આગ્રહથી પ્રાર્થના કરી અને બીજા પણ મારે માટે પ્રાર્થના કરે એવી મેં વિનંતી કરી. તે રાતે મને ઉંઘી જતાં બીક લાગી, એવું વિચારીને કે રખેને પ્રભુને ઓળખવાની તથા તારણ પ્રાપ્ત કરવાની ઘડી ચુકી જવાય. તે આખો દિવસ પણ સમાપ્ત થયો, ને હું તો તારણ પામ્યા વગરનો રહ્યો. નવાઇ જેવું તો મને એ લાગે છે કે તારણ મફત મળે છે, અને તે માત્ર વિશ્વાસથીજ મળે છે, એ રીત બતાવનાર તે વખતે મને કોઇ મળ્યું નહિ. ત્યારથી માંડીને આજ પર્યંત મારો આનંદ એ વાતમાં સમાએલો છે કે પાપીઓને મુક્તિમાર્ગ જણાવવો કે,

> કૃપાદ્વારે નથી જરૂર કે તમે ઠોકો,
> રડો, જાગો કે રાહ જુઓ;
> કૃપાદાનો તો મફત અપાય,
> કયારની તમારી રાહ જોવાય.

"દિનપ્રતિદિન મારી અસલની સ્થિતિ ધીમે ધીમે પાછી આવવા લાગી, એમ મને ભાસ્યું; અને મારા મનમાં આશા ઉપજી કે, ખરા અંત:કરણથી હું મુક્તિની ખોળ કર્યા કરૂં તો મને તે મળે ત્યાં સુધી પ્રભુ મને બચાવશે. આખરે એક દિવસ મારા જુના પાળક અને શિક્ષકના પુસ્તકાલયમાં મને એક જુના, ફુગ ચઢી ગએલા પુસ્તકની

ઠેસ વાગી. તેનાં પાનાં ફેરવતાં મારી દૃષ્ટિ એક વાક્ય પર પડી, જેણે મારે માટે અનંતજીવનનાં દ્વાર ખોલ્યાં. આ વાક્યની મતલબ નીચે પ્રમાણે છે :—

"જે પહેલું સારૂં કામ તારે કરવાનું છે તે એ છે કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવો, તું પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ નહિ કરે ત્યાં સુધી તારાં સઘળાં કાર્યો, પ્રાર્થનાઓ, આંસુઓ અને સારા ઠરાવો, એ બધાં નકામાં છે. પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવો એટલે તે પોતાના વચન પ્રમાણે તને બચાવે છે, ને વળી અહીં ને અહીં અને હાલ ને હાલ તે તારો અંગીકાર કરે છે, ને તને તારે છે એમ માનવું, કારણ કે તેણે કહ્યું છે કે, "જે મારી પાસે આવે છે તેને હું કાઢી નહિજ મૂકીશ." જે પળે તું આટલું કરશે તેજ પળે તું અનંતજીવનમાં પ્રવેશ કરશે. તારાં સઘળાં પાપ માફ કરવામાં આવશે, તું નવું અંતઃકરણ પામશે, ને પવિત્ર આત્માનાં સઘળાં દયાળુ કામોનો તું ભાગીદાર થશે."

"તાર્સસના શાઉલ પર દમસ્ક જતાં આકાશથી જે પ્રકાશ પડયો હતો તેવોજ પ્રકાશ મારા વ્યાકુળ મન પર જાણે પડયો. લાગલોજ હું ઘુંટણે પડયો, અને પ્રભુ ભણી નજર કરીને મેં કહ્યું, ઓ પ્રભુ ઇસુ, તેં એવું કહ્યું છે કે, 'જે મારી પાસે આવે છે તેને હું કાઢી નહિ મુકીશ.' તું જાણે છે કે કેટલા બધા વખતથી અને કેટલી બધી આતુરતાથી હું તારી પાસે આવવા ઇચ્છતો હતો, પણ અફસોસ કે તારી પાસે કેવી રીતે આવવું તે હું જાણતો નહોતો. પણ હવે મારાથી થાય તેમ કરીને હું તારી પાસે આવ્યો છું, અને મને વિશ્વાસ છે કે તું મારો અંગીકાર કરે છે અને મને તારે છે; હવે હું તારૂં બાળક છું, કેવળ મેં તારા વચન પર આધાર રાખ્યો છે તેટલાથીજ હું ક્ષમા તેમજ મુક્તિ પામેલો છું. આબા બાપ, તું મારો છે, અને હું તારો છું!"

"આ સર્વ વચનો બહાર કાઢવાની અને મારા વિશ્વાસની કબુલાત કરવાની મેં હિમ્મત કરી તે પહેલાં મારે મહાન શત્રુ શેતાનની સાથે

વિશ્વાસની લડાઇ કરવી પડી હતી તે વિષે અત્રે કહેવાની જરૂર નથી. વિશ્વાસની કબુલાત કરીને તે પર મારી મુદ્રા મારી કે તરતજ મારા અંતઃકરણમાં દૈવી ખાતરી થઇ, કારણ કે "જે...વિશ્વાસ રાખે છે તેના પોતાનામાં તે સાક્ષી છે." દરેક વિશ્વાસ કરનારને આવી ખાતરી થાય છે. હું તો વિશ્વાસ રાખ્યા વગર સાક્ષી શોધતો હતો પણ એમ તે ક્યાંથી મળે? પણ દેવના શબ્દ પર વિશ્વાસ કર્યો તેજ પળથી મારા મનમાં ખાતરી થઇ કે, "હવે હું દેવથી જન્મેલો છું."

"સાજા થયા પછી શિક્ષક. તરીકેનું મેં સર્ટિફિકેટ મેળવ્યું અને સોળ વરસની ઉંમરે તો હું એક નિશાળમાં શિક્ષક થયો, ત્યાં ચાળીશ વિદ્યાર્થીઓ આવતા હતા. તેમાંનાં દસબાર તો પુખ્ત ઉમરનાં સ્ત્રીપુરૂષો હતાં. દેખાવમાં મારી ઉમરે હોવું જોઇએ તેના કરતાં પણ હું નાનો દેખાતો હતો, અને એવું થઇ આવતું કે શું કરવાથી હું હાલના કરતાં મોટી ઉમરનો દેખાઉં. આ તોફાની જંગલી માણસોને હું કેમ કરીને કાબુમાં રાખી શક્યો તેનો મને વખતોવખત વિચાર આવે છે, પણ એમાં પ્રભુનો હાથ હતો એમ હું માનું છું. શારીરિક બળ કરતાં બીજા પ્રકારનું બળ મને આપવાનું તેને પસંદ પડયું, નિશાળ ચલાવવાની મારી મતલબ તો એજ હતી કે કોલેજના પહેલા વરસનો ખર્ચ નીકળે; તેથી નિશાળ ચલાવતાં ચલાવતાં પણ બિલકુલ નકામો વખત નહિ ગાળતાં અવકાશ મળ્યે કોલેજના પહેલા વર્ષની પરીક્ષાને માટે તૈયારી કરવા લાગ્યો.

"ખ્રીસ્તી થયા પછીના મારા કેટલાક મહિના તો આત્મિક આશીર્વાદોથી ભરપુર હતા. મારા મનમાં પ્રભુનાં વચનો પર નવો અને અલૌકિક પ્રકાશ પડયો, પહેલાં જે વચનોને હું અર્થ વગરનાં ગણતો હતો તે મને ઇશ્વરપ્રેરિત વચનો લાગ્યાં, અને તે દરેક વચનમાં મારે માટે ખાસ સંદેશો હોય, એમ મને લાગ્યું. મારાં માતુશ્રી પાસેથી વારસામાં મને કલ્પનાશક્તિ કંઇક અંશે મળી હતી એમ મારૂં માનવું છે; અને આ કલ્પનાશક્તિથી પ્રિમેયાહ તથા યશાયાહ પ્રબોધકોનાં વચનો એટલાં બધાં ગૌરવવેષ્ટિત થયાં કે જેનું વર્ણન

શબ્દોમાં થઇ શકે નહિ. પ્રભુનું આ વચન "મેં સમ ખાધા છે કે હું તારા પર ફરીથી ક્રોધાયમાન થઇશ નહિ, ને તને ધમકાવીશ નહિ. પર્વતો ખસી જાય ને ડુંગરો ચળે, પણ મારી કૃપા તારા પરથી ટળશે નહિ, અને મારો શાંતિનો કરાર ચળી જશે નહિ; તારા પર કૃપા રાખનાર યહોવાહ એવું કહે છે" (યશા. ૫૪; ૯, ૧૦) મેં જ્યારે વાંચ્યું ત્યારે મને અકથ્ય આનંદ થયો અને મેં તે વચન પર નિશાની કરી. બીજા ખ્રીસ્તી લોકો ઘણી વાર તેમની નિષ્ફળતા તથા તેમના ભયની વાતો કરતા હતા, તે મેં જ્યારે સાંભળ્યું ત્યારે મને પણ મારા સંબંધી વિચાર આવ્યો કે, આત્માના અત્યાનંદને તેના પ્રેમની શરૂઆતમાંજ ખોઇ બેસવાનો મારો પણ કદી વખત આવશે કે કેમ? એ પરથી હું એવી પ્રાર્થના કરતો કે, એવું થાય અને હું પાછો મારા જુના જીવનના માર્ગ ભણી વળી જાઉં તે કરતાં પ્રભુ મને તરતજ સ્વર્ગમાં લઇ લે તો સારૂં.

મારા શરૂઆતના ખ્રીસ્તી જીવનનો એક બનાવ તો ખરેખર સ્મરણીય છે, એ તો પ્રભુની સાથે કરેલો મારો કરાર છે. તેની જુની અને ઝાંખી થઇ ગએલી નકલ હાલ પણ મારી પાસે છે. હું નિશાળ ચલાવતો હતો તે દરમિયાન ડૉડરિજકૃત "માણુસના આત્મામાં ધર્મનો ઉદય અને પ્રગતિ" (Rise and Progress of Religion in the Soul) એ નામનું પુસ્તક હું વાંચતો હતો. તેમાં તે એવી ભલામણ કરે છે કે જુવાન ખ્રીસ્તીઓ પ્રભુની સાથે લિખિત કરાર કરીને સંબંધ બાંધે. આ સૂચના પ્રમાણે કરવાનો મેં નિશ્ચય કર્યો, તેથી તે હેતુ પાર પાડવાને મેં પ્રાર્થના તથા ઉપવાસને માટે એક દિવસ અલગ કર્યો. મેં સવિસ્તર રીતે એક કરાર લખી કાઢયો, જેમાં પૂરેપૂરી રીતે મેં દેવને મારૂં સમર્પણ કર્યું, અને જે દરેક જાતના આશીર્વાદ આપવાનું તેણે વચન આપ્યું છે, તે તે પાળશે એવું માની લીધું, અને ખાસ કરીને તે મારી જીંદગી તેના મહિમા અને તેની સેવાને અર્થે વાપરે એવી માગણી કરી. મેં ઉપરોક્ત કરારમાં એક ખાસ આશીર્વાદની માગણી કરી, તે કંઇક અંશે દૈહિક અને કંઇક

અંશે આત્મિક હતો. મારી આખી જીંદગી દરમિયાન પ્રભુએ આ માગણી કેવી અદ્દભુત અને કૃપા ભરેલી રીતે અક્ષરશઃ પૂરી કરી છે, તે વિષે વિચાર કરતાં મને અજાયબ લાગે છે, અને ત્યારથી માંડીને આજ સુધીમાં તેને એક બે પેઢી કરતાં વધારે કાળ વીતી ગયો છે, તોપણ જે આશા તેણે મારામાં ઉપજાવી હતી તેમાંનો એક પણ શબ્દ નિષ્ફળ ગયો નથી. જેવી રીતે એક સાધારણ કરાર પર સહી કરવી પડે અને તેમ મેં કર્યું હોત, તેવીજ રીતે સૂર્યાસ્ત પહેલાં તો મેં આ કરાર પર સહી કરી, તેના પર મુદ્રા મારી, અને આજ દિન સુધી હું તે કરાર પાળતો આવ્યો છું :"

## ગંભીર કરાર.

### પ્રભુને મારૂં સ્વાર્પણ.

"હે સનાતન અને સર્વશક્તિમાન પ્રભુ, જગન્નિયંતા, તેં આ જગતને તથા હું જે તે ઉપર તારૂં સૃષ્ટ પ્રાણી છું તેને બનાવ્યાં છે, તું દરેક ઠેકાણે છે, અને ભલા અને ભુંડાને જુએ છે; તું આ વખતે મને પણ જુએ છે, અને મારા સર્વ વિચારો જાણે છે. હું જાણું છું અને માનું છું કે મારા અભ્યંતરના વિચારો તે સઘળા તારી જાણમાં છે, વળી આ પ્રસંગે શા હેતુથી હું તારી પાસે આવ્યો છું તે પણ તું જાણે છે. હે અંતઃકરણોના શોધનાર દેવ, હું તને વિનંતી કરૂં છું કે, મારી પોતાની જાણ પ્રમાણે કોઇ પણ સંસારી લાલચથી હું તારી પાસે આવ્યો નથી, પણ મારૂં 'હૃદય સૌથી કપટી છે, ને અતિશય ભુંડું છે' (યિર્મે. ૧૭ ; ૯), તેના પર ભરોસો રાખવાનો હું ડોળ કરતો નથી, પણ તું જાણે છે કે આખા આયુષ્યભરને માટે હું તને મારૂં સ્વાર્પણ કરવા ઇચ્છું છું. પાપી, તજી દેવાએલો અને નાશ પામેલો, વળી તારી આજ્ઞાનાં ઉલ્લંઘનોને કારણે તારાં ઉત્પન્ન કરેલાં સર્વ પ્રાણીઓ કરતાં ભુંડો, એવો હું તારી પાસે આવું છું. મારી ગતકાળની જીંદગી તરફ હું દૃષ્ટિ કરૂં છું ત્યારે લજ્જા તથા ઝંખવાણાપણાથી મારૂં અંતઃકરણ છવાઇ જાય છે. હું જંગલી, અજ્ઞાન અને તારી

દૃષ્ટિમાં પશુતુલ્ય છું. હે દેવ, તેં આદમને પવિત્ર અને સુખી બનાવ્યો, અને તેં તેને એ પવિત્ર સ્થિતિ ટકાવી રાખવાની શક્તિ આપી હતી. તેના અનાજ્ઞાંકિતપણાની શિક્ષા તો મરણ હતું, તોપણ તેણે તારી પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, અને એવી રીતે તે શિક્ષા પોતાને શિરે વહોરી; અને હું તેનો વંશજ, માટે મારામાં પણ આ ભ્રષ્ટતા અને મારે માથે આ શિક્ષા ઉતરી આવી. હે પ્રભુ, તારી શિક્ષા વાજબી છે, એ હું કબૂલ કરૂં છું, અને આધીન થઇને તારે શરણે આવું છું."

"હે પ્રભુ, મારા જેવા દુષ્ટ પ્રાણી તરફ નજર કરવાને તું શી રીતે મોટાઇ મૂકી દે? કારણ કે મારા તરફ જોવું એ ખરેખર અનહદ મહેરબાની છે, પણ તારી દયા ખરેખર અનહદ અને હમેશથી છે. હે દેવ, તેં તારા પુત્રને મારા જેવું શરીર તથા સમજુ આત્મા આપીને મોકલ્યો. જો કે તે નમ્ર મનુષ્ય જેવો આવ્યો, તોપણ તેનામાં દેવત્વની સઘળી સંપૂર્ણતા એકત્ર થએલી હતી. તે નવા કરારનો મધ્યસ્થ છે, અને તેની મારફતે તેજ આત્માદ્વારા અમે તારી પાસે આવી શકીએ છીએ. ઓ પ્રભુ, ઇસુ જે એકલોજ મધ્યસ્થ છે, તેની મારફતે હું તારી પાસે આવું છું, અને તેના પુણ્ય અને મધ્યસ્થ-પણા પર ભરોસો રાખીને હું હિમ્મતથી તારા કૃપાસન આગળ આવું છું. હે પ્રભુ, મારી અધમતા હું જાણું છું, પણ તું તારા આત્માવડે મને સહાય કર. સાર્વકાલિક જીવનને માટે તારી સાથે કરારથી બંધાવા હમણાં હું તારી પાસે આવું છું. તેં તારા પવિત્ર શાસ્ત્રમાં અમને કહ્યું છે કે, જે સર્વ મારા દીકરા પર વિશ્વાસ રાખે છે તેઓને અનંતજીવન મળશે અને છેલ્લે દિવસે હું તેને પાછો ઉઠાડીશ. તેં અમારી સાથે નવો કરાર કર્યો છે, અને હે ઇસુ, વધસ્તંભ પર તારૂં લોહી વહેવડાવીને તેં તે કરાર પર મુદ્રા કરી છે.

"હે આકાશો, તથા તેમાંના સર્વ રહેવાસીઓ, અને, હે પૃથ્વી, જેને મારા પ્રભુએ બનાવેલી છે, તમને સાક્ષી રાખીને પ્રભુની સમક્ષ, તથા મારા અંતઃકરણની સમક્ષ, હું આજે જાહેર કરૂં છું ને સાક્ષી

આપું છું કે આ કરારની શરતો હું સ્વીકારૂં છું, અને તેઓને પાળવાનું હું માથે લઉં છું. એ શરતો આ છે કે, ઇસુ ખ્રીસ્ત, જે મારો પ્રબોધક, યાજક અને રાજા છે તેના પર હું વિશ્વાસ રાખું છું અને તેનાથી મુક્તિની પ્રાપ્તિ છે એમ માનું છું; મારે માટે તે દેવનું જ્ઞાન, ન્યાયીપણું, પવિત્રીકરણ, ઉદ્ધાર અને સંપૂર્ણ તારણ થયો છે. હે પ્રભુ, ખુશીથી તારી પાસે આવવાને તેં મને પ્રેર્યો છે. તારા પ્રેમથી તેં મારા બંડખોર અંતઃકરણને વશ કર્યું છે; તો હવે તેને સ્વીકારીને તારા મહિમાને અર્થે તેને વાપર. જે જે બંડખોર વિચારો તેમાં ઉપજે તેમનો પરાજય કર, અને તારી સત્તાની સામે થનાર દરેક વિચારને તું દાબી નાખ. મુએલાંમાંથી સજીવન થયો હોય તેની માફક સર્વકાળને માટે હું તારે તાબે થાઉં છું, મારો સ્વીકાર કર અને તારા મહિમાને અર્થે સંપૂર્ણ રીતે મને વાપર.

"હે મારા પિતા, હવે આ કરાર આકાશમાં મુદ્રિત કર. હે પ્રભુ, જ્યારે તું મને યરદન પાસે લાવે ત્યારે તું તેને સંભારજે. હે દેવ, જ્યારે તારા દૂતો તથા સંતોની સાથે તું જગતનો ન્યાય કરવા માટે આવે, ત્યારે તું તે સંભારજે; તે વખત, હે પિતા, હું તારે જમણે હાથે બેસું અને સદાકાળ સ્વર્ગમાં તારી સાથે રહું એવું થાય. સ્વર્ગમાં લખી રાખજે કે હું તારો થયો છું, અને વળી સદાકાળ સુધી તારોજ થયો છું. હે પ્રભુ, પરીક્ષણની ઘડીમાં મને યાદ રાખજે, અને આ કરારથી મને કદી ખસવા દઇશ નહિ. હે પ્રભુ, મારી પોતાની નિર્બળતા હું જાણું છું, ને મારા પોતાના બળ પર આધાર રાખીને હું આ કરાર કરતો નથી, રખેને હું નિષ્ફળ થાઉં. પણ, હે મારા તારણના સરદાર, તારા સામર્થ્યમાં હું બળવાન થઇશ, અને જેણે મારા પર પ્રેમ કર્યો છે તેની મારફતે હું જય પામનાર કરતાં પણ વિશેષ મોટો થઇશ.

"હે પ્રભુ, તેં તારા વચનમાં કહ્યું છે તેમ અત્યારે મેં તારી સાથે કરાર કર્યો છે, અને તે મેં દુનિયાથી માન કે કીર્તિ મેળવવાની ખાતર નહિ પણ કેવળ અનંતજીવન મેળવવાની ખાતર કર્યો છે;

અને હું જાણું છું કે તું સાચો છે અને તારા પવિત્ર વચનને કદી તોડશે નહિ. હવે મને નવા કરારના સર્વ આશીર્વાદો, અને વિશેષે કરીને તારો પવિત્ર આત્મા પુષ્કળતાથી આપ. જે આત્મા દેવના પોતાના દ્રવ્યરૂપી લોકના ઉદ્ધારના સંબંધમાં...મારા વારસાનું બ્યાનું છે. તારા આત્માનો બમણો હિસ્સો મારા પર ઉતરે, તો પછી હું જઇને નિયમનું ઉલ્લંઘન કરનારાઓને તારા માર્ગ અને લોકોને તારા નિયમો પ્રગટ કરીશ. મને પૂરો પવિત્ર કરીને મને સ્વર્ગને માટે લાયક કર. ખ્રીસ્ત ઇસુમાં સ્વર્ગી રહેઠાણોમાં મને સર્વ આત્મિક આશીર્વાદ આપ.

"હવે હું વધસ્તંભનો સૈનિક તથા ખ્રીસ્ત ઇસુ જે હલવાન છે તેની પાછળ ચાલનાર છું, અને 'ઇસુ એકલોજ મારો રાજા છે' એજ હવેથી મારો મુદ્રાલેખ છે. હે મારા સરદાર, મને નિભાવ, બળ આપ, અને સર્વદા મારો થા.

"તને ગમે તે સ્થિતિમાં મને રાખ, પણ જો તારી પવિત્ર ઇચ્છા હોય તો 'મને દરિદ્રતા ન આપ, તેમજ દ્રવ્ય પણ ન આપ; મારે માટે અગત્યનું હોય તેટલા અન્નથી મારૂં પોષણ કર; રખેને હું છલકાઇ જાઉં, અને તારો ઇનકાર કરીને કહું કે, યહોવાહ કોણ છે? અથવા રખેને હું દરિદ્રી થઇને ચોરી કરૂં.' પણ તારી ઇચ્છા પૂરી થાઓ. હવે સર્વ પ્રસંગે મને તારો આત્મા આપ, અને મારૂં રક્ષણ કર; ત્યારે તો હું તારણની નદીઓમાંથી પાણી પીશ, શાંત પાણીની પાસે સુઇ જઇશ, અને મારા દેવની કૃપાથી અનહદ્ સુખી થઇશ."

"શનિવાર, ૧૯ જાન્યુઆરી, ૧૮૬૧."

આ કરારમાં બીજી પણ નવી પ્રતિજ્ઞાઓ છે. તેમાંની એક તો તે કૉલેજના ત્રીજા વરસમાં હતો ત્યારે કરવામાં આવી હતી, અને બીજી પ્રતિજ્ઞા તેના પાળકપદ પછી કરવામાં આવી હતી.

"૧લી સપ્ટેમ્બર, ૧૮૬૩. ધર્મભ્રષ્ટ થયો. પાછો પ્રભુની કૃપામાં મેળવાયો, તો પણ, હે પ્રભુ, હજી હું ઘણો મંદ છું; પરંતુ ઉપર લખેલા કોલકરાર પ્રમાણે હું હજી વર્તવા ઇચ્છું છું. ઇસુ

ખ્રીસ્તની ખાતર મારા ભૂતકાળના જીવનની ક્ષમા કર, અને ભવિષ્યને માટે મને બળવાન કર. આમેન."

"૧૮મી એપ્રિલ, ૧૮૭૮. ઘણાં પરીક્ષણોના સંજોગોમાં હું નવેસરથી આ કોલકરાર કરૂં છું, અને હું વિશ્વાસ કરૂં છું કે, મારો પિતા મને નવેસરથી સ્વીકારે છે, અને ઇસુ ખ્રીસ્તની ખાતર મેં માગવાની કે કલ્પવાની હિમ્મત કરી છે તેના કરતાં પણ મને વધારે આપે છે. તેણે તો કોલકરારની શરતોનો તેનો ભાગ પાળ્યો છે. મારી ઇચ્છા એટલીજ છે કે, મને સામર્થ્ય, પ્રકાશ, અને પ્રેમ મળે, નાશમાં જતા આત્માઓ મારાથી જીતાય, ખ્રીસ્ત મારામાં વસે અને મારી મંડળીના લોકોનું તારણ થાય."

## પ્રકરણ ૨જું.

### ઉત્કૃષ્ટ જીવન.

પોતાનો એકાદ દીકરો બોધક થાય, એ કરતાં મોટું માન કોઇ ધાર્મિક કુટુંબ બીજા કશામાં સમજતું નથી, અને સિંપ્સનના કુટુંબની માફક ઘણાં માબાપોએ પોતાના પ્રથમજનિતને દેવને તથા મંડળીને અર્પણ કર્યા. વળી કુટુંબમાંનો બીજો દીકરો પણ જો એજ કામ પસંદ કરે તો તે તો બમણું માનયોગ્ય ગણાય. અગાઉ આપણે જોઇ ગયા છીએ કે હાવર્ડ જે વડો છોકરો હતો તે ધર્મસેવાના ક્ષેત્રમાં દાખલ થાય, એવો સિંપ્સનના પિતાએ ઠરાવ કર્યો હતો. જ્યારે આ ઠરાવ જાહેર કરવામાં આવ્યો હતો ત્યારે સિંપ્સને પણ પોતાની ઇચ્છા જણાવી દીધી હતી. એ વાત તેની બેનને કંઇ નવાઇ જેવી લાગી નહિ. તે કહે છે, "બાળક શમૂએલની પેઠે તેના જન્મથીજ તેને પ્રભુને સોંપી દેવામાં આવેલો હતો. મારી મા કહેતી હતી કે, પ્રભુને તે એવી શરતે સોંપવામાં આવ્યો હતો કે તે તેનો ગમે તેવો ઉપયોગ કરે. પ્રભુની ઇચ્છા હોય તો તે ધર્મોપદેશક થાય, અને પરદેશમાં જનાર મિશનરી પણ થાય. તે મોટો થયો છે, અને તેનું વલણ એવુંજ છે." ખરૂં જોતાં તેણે નાનપણથીજ તેનું એવું વલણ બતાવી આપ્યું છે. ઘણીવાર ૯ માઇલ દૂર આવેલા ચાથામના દેવળમાં તેનાં માબાપ જતાં હતાં, અને છોકરાંને ઘેર મૂકી જતાં હતાં, ત્યારે આલ્બર્ટ, જે હજી પૂરાં દસ વર્ષનો પણ થયો નહોતો, તે રસોડાના મેજનું બોધાસન બનાવીને બાકીનાં બીજાં છોકરાંઓને બોધ કરતો હતો.

માનની સાથે જવાબદારી પણ હતી, અને તેને ધર્મોપદેશક બનાવવામાં તેમની જવાબદારી કેટલી હતી તે માબાપો સારી પેઠે સમજતાં હતાં. જ્યારે મિ. સિંપ્સને ધ્રુજતાં ધ્રુજતાં પોતાના કુટુંબ આગળ

પોતાની ઇચ્છાઓ જણાવી ત્યારે આવા આવા સવાલો ઉઠયા કે, આ કામ કરવાને તેનામાં કંઇ કુદરતી શક્તિ છે કે કેમ? દેવે તેને તેડયો છે કે કેમ? આ ઉત્તમ કામને માટે તેણે જગિક સુખ અને કીર્તિલોભ પડતાં મૂક્યાં છે કે કેમ? વળી આપણું કુટુંબ તેને ભણાવવાનું ખર્ચ પૂરૂં પાડી શકશે કે કેમ? એ બધાંની હકીકત મિ. સિંપ્સન આપે છે. એ બાબત વિષે એક વખત ઠરાવ કરવામાં આવ્યો પછી તેને ફેરવ્યોજ નહિ. અત્યાર સુધી બન્ને છોકરા ખેતરમાં ધંધો કરતા હતા, પણ હવેથી તેઓ સમજતા કે અમારૂં મુખ્ય કામ ખેતી નહિ પણ અભ્યાસ કરવાનું છે. માબાપે મોટો ભોગ આપ્યો, અને બધાં ભાઇભાંડુ પણ બન્ને ભાઇઓને ભણાવી લેવાની તજવીજમાં ખંતથી પરોવાયાં.

આલ્બર્ટની મોટી બેન લુઇઝા સિંપ્સન હતી. તે તેના ભાઇઓને કેવી કેવી માથાકુટ પડી તેની યાદ દેવડાવે છે. તે કહે છે કે, મારા ભાઇઓને ગ્રીક, લાટિન વગેરે ભાષાઓનું ઉત્તમ શિક્ષણ જોઇતું હતું, તેથી મારા બાપે પ્રેસ્બિટેરિયન મંડળીના એક વાનપ્રસ્થ પાળકને રાખ્યો. તે વિદ્વાન હતો, એટલે તે છોકરાઓ તેની પાસે સારી રીતે અને બહુ ઝડપથી શીખ્યા. થોડા વખત પછી તેમનો શિક્ષક જતો રહ્યો, ત્યારે અમારા પાળકે તેમને કહ્યું કે, તમે શહેરમાં આવો તો અઠવાડિયામાં બે દિવસ હું તમને શિખવું. મારા પિતાએ બન્નેને એક એક ઘોડો લઇ આપ્યો, તે પર બેસીને અમે અમારા પાળક સાહેબને ત્યાં ૯ માઇલને છેટે શીખવાને જતા હતા. કંઇક વખત સુધી આમ ચાલ્યું. થોડા વખત પછી આલ્બર્ટને એમ લાગ્યું કે આના કરતાં ચાથામની હાઇ સ્કુલમાં દાખલ થઇને બધો વખત ભણવામાં કાઢવો એ વધારે સારૂં છે. હાવર્ડની તંદુરસ્તી નબળી હતી, તેથી તેણે અભ્યાસ બંધ કરવાનો વિચાર કર્યો; આથી તેણે અભ્યાસ પડતો મુક્યો અને શિક્ષકનું કામ લીધું.

"આલ્બર્ટ હાઇસ્કુલમાં ભણતો હતો તે અરસામાં તેની ડુબવાની બાત ગઇ, તેનું વર્ણન આગળ થઇ ગયું છે. થોડા વખત પછી લંડન

શહેરના રેવ. એચ. ગ્રાટન ગીનસ સાહેબ ચાથામની મુલાકાતે આવ્યા, તેમના અસરકારક ભાષણથી આલ્બર્ટના મન પર ભારે અસર થઇ. ભાષણથી જે અસર થઈ હતી, તે ને તે વિચારમાં તે ઘેર જતાં વગડામાં ભુલો પડયો અને આમતેમ કબરોમાં ભટકતો ફર્યો. ડુબવાની ધાતની તો હજુ તેને ધવા વળી નહોતી તેવામાં વળી આવું બન્યું, તેથી કબરોના ભયાનક દેખાવથી તેના કોમળ અંતઃ-કરણમાં ઘણી બીક પેસી ગઇ, તેના બાપે તેને ખોળી કાઢીને ઘેર આણ્યો, ત્યાર પછી તે લાંબા વખત સુધી માંદો રહ્યો. માંદગી દરમિયાન તે ઘોર આત્મિક અંધકારમાં હોય એમ તેને ભાસ્યું, અને ઘણીવાર તો તેના બાપની બાથમાં હોય તોજ તેને ઉંઘ આવતી. આ સંજોગ દરમિયાન તેની જીંદગીનું પરિવર્તન થયું.

સાજા થયા પછી તેણે સર્ટિફીકેટ મેળવીને સપ્ટેમ્બર માસની આખર સુધી શિક્ષક તરીકે કામ કર્યું; ત્યાર પછી તે ટોરોન્ટોની નોક્ષ કોલેજમાં ગયો. હાર્વર્ડે તો ઘેર રહીને બીજું વરસ પણ નિશાળ ચલાવી. કુટુંબનાં બીજાં બે પણ શિક્ષક થયાં, અને ખેતરમાં પણ પુષ્કળ પાક થયો, પરંતુ ખેતરની અને બીજી ઘણી કમાણી તે છોકરાઓને ભણાવવાના ખર્ચમાંજ જતી.

પહેલી નાતાલની રજામાં આલ્બર્ટ ઘેર આવ્યો ત્યારે તેના ઘરની નજીકમાં આવેલા ટીલબરીના દેવળમાં તેને બોધ કરવાનું કહેવામાં આવ્યું. આ તો આલ્બર્ટ જેવા છોકરાને માટે બહુ સખત કસોટી હતી. તેનો બાપ, તેની મા, તેનાં ભાઇબેનો, તેના સોબ-તીઓ અને તેના પાડોસીઓ એ બધાં તેનો બોધ સાંભળવાને દેવળમાં બેઠેલાં હતાં. કેટલાંએકને તો તેના પર સ્હેજ ઇર્ષા ઉપજી હોય તો હોય, પણ તેના ભાષણમાં બધાંને ઘણો રસ પડયો. ઘણા એમ કહેતા હતા કે, કાલે તો તે અમારી સાથે ભણતો હતો અને આજ તો તે અમારા કરતાં ચઢી ગયો છે, ને અમારો બોધક થયો છે. ખરેખરો બોધક તો નહિ, પણ બોધાસન પર ઉભો રહીને દેવનો સંદેશો પ્રગટ કરનાર તરીકે તેણે તેમની સાથે વાત કરી.

જેની વાણી ભવિષ્યમાં પાંચે ખંડમાં પહોંચી જવાની હતી તે છોકરો આવી ટીકાઓથી નિરાશ થયો નહિ. બોધક અને શ્રોતાજનો સર્વનો એકજ પ્રયત્ન હતો કે પ્રભુનો માર્ગ તૈયાર કરો, તેના રસ્તા પાધરા કરો.

તેની ચોગમ વીંટળાઇ વળેલાં તેના મિત્રોનાં ટોળાં પરથી ભાગ્યેજ તે સમયની પ્રેસ્બિટેરિયન મંડળી કેવી હતી, તેનો ખ્યાલ આવે. તેમની પસંદગી અથવા નાપસંદગી બતાવવાની તેમની રીતો જુદાજ પ્રકારની હતી. આલ્બર્ટ સિંપ્સન પ્રશંસાની આશા રાખતો નહોતો. તેની મહત્ત્વતાનું એક લક્ષણ એ હતું કે તેનો સ્વભાવ તેના પિતૃઓના જેવો હતો, એટલે તે કોઇને પોતાના બોધની પ્રશંસા કરવા દેતો નહિ. ન્યુયૉર્ક શહેરની એક સ્મારક સેવામાં તેણે ભાગ લીધો. તેના બોધ પછી રેવ. એડવર્ડ એચ. એમટે તેને કહ્યું કે, તમારા બોધથી મને ઘણીજ અસર થઇ છે. રેવ. એમટે પોતાની ટીકા પૂરી પણ કરી નહોતી, તેટલામાં તો ડૉ. સિંપ્સન બોલી ઉઠયો કે, મારા ભાઇ, એ બધું તો ઠીક, પણ ખ્રીસ્તે તમારે માટે જે જે કર્યું છે તે સંબંધી મને કંઇક કહી જણાવો.

દેખાવે તો તે એક છોકરા જેવો હતો. તેથી કોઇ કોઇ વાર તેના કામને કંઇક હરકત તો થતી, તો પણ તેની સ્થાનિક મંડળીમાં તેનું કામ ઘણું સફળ થયું, અને એવી સફળતા બીજી મંડળીઓમાં પણ વ્યાપી. સિંપ્સન એક વખતે બોધાસન પર જતો હતો, તેવામાં તે મંડળીના એક વડીલે તેને રોક્યો; અને સિંપ્સનને તેને સમજાવવું પડયું કે, આજની ભજનસેવા મારે ચલાવવાની છે. એક વખત તેનો કૉલેજના એક સહાધ્યાયી તેને મળ્યો. આ તેની પ્રથમ મુલાકાત હતી. આ વખતનો હેવાલ તેનો મિત્ર નીચે પ્રમાણે આપે છે:—

"આન્ટારીઓના સાર્નીઆથી થોડે મૈલ છેટે હું એક નિશાળ ચલાવતો હતો. એક વિશ્રામવારે એક ખુબસુરત જુવાનિયાએ ભજનસેવા ચલાવી. તેનું નામ પૂછતાં તેણે કહ્યું કે, મારૂં નામ

એ. બી. સિમ્પ્સન છે. સત્તર વર્ષનો છોકરો બોધભાષણ કરે, વળી તે એવું કે ઇશ્વરવિદ્યાનો શિક્ષક જેવું કરી શકે તેવું, એક અનુભવી વક્તાના જેવી પદ્ધતિ ને વાક્યરચના, આ બધું જોઇને તે સ્કૉચ મંડળીના લોકોને બહુ અચંબો લાગ્યો. તે જમવા બેઠો હતો તે વખતે મંડળીની એક બાઈએ કહ્યું કે, સિમ્પ્સન, ત્રણ મહિના ઉપર તમે જે ભાષણ કર્યું હતું તેજ ભાષણ આજ સાંજે કરો. મિ. સિમ્પ્સને કહ્યું, તે વખત પછી મેં તે ભાષણ ફરી કર્યું નથી, મારી પાસે તેનું લખાણ કે નોંધ કે એવું કંઇ પણ સાધન નથી, તેથી તે ભાષણ કર્યું હતું તે મને યાદ પણ નથી, અને જો તે કરૂં તો પણ તેથી કોઇને કંઇ સંતોષ વળશે નહિ. તેણે હજી આગ્રહ કર્યો ત્યારે તે જુવાન બોધકે તે બાઇ પાસે એક નોખી ઓરડી માગી. અર્ધો કલાક પણ થયો નહિ એટલામાં તો ઓરડીમાંથી બહાર નીકળી બોધાસન પર ચઢી તે બાઇની જે વિષેની માગણી હતી તેજ ભાષણ કર્યું. તેની સમજુતી, દાખલાદલીલ, લાગુકરણ અને વાક્યરચનાની ખુબી બપોરના ભાષણ જેવાંજ હતાં.

# પ્રકરણ ૩ જું.

## કૉલેજના દિવસો.

ઈ. સ. ૧૮૬૧ના અક્ટોબર માસમાં આલ્બર્ટ બી. સિમ્પ્સન ઈશ્વરવિદ્યાશાળાના વિદ્યાર્થી તરીકે નૉક્ષ કૉલેજમાં દાખલ થયો.

તેનો એક સહાધ્યાયી તેનું નીચે મુજબ વર્ણન કરે છે :—

" તે બહુ મોહક જુવાન હતો. તેનું શરીર મરોડદાર, ચપળ અને શોભાયમાન હતું; તેના ચહેરા પર મમતા, મિત્રતા અને ઉદારતા દેખાઇ આવતી હતી; તેની વાણી મધુર, સુકંઠિત અને બોલવાની કળામાં બરાબર કેળવાએલી હતી. નિ:સંદેહ ઘણીવાર ખુશામતનો વરસાદ તેના પર વરસાવવામાં આવતો હતો, ને સગાંસ્નેહીઓ તરફથી તેને ઘણી શાબાશી મળતી હતી. આ બધાંથી બીજા જુવાનોમાં અભિમાન તથા હુંપદ આવે એ સ્વાભાવિક છે, પણ તેનું લેશમાત્ર ચિન્હ મેં સિમ્પ્સનમાં જોયું નહિ. તે વખતે અને તે વખત પછી પણ તે પોતાના ગુરૂના નમુના પ્રમાણે મનમાં નમ્ર તથા રાંકડો હતો."

તે કૉલેજમાં અભ્યાસ કરતો હતો, તે દરમિયાન તેણે ઘણાં ઇનામો મેળવ્યાં. એ ઇનામોથી તેને ઘણી આર્થિક મદદ મળતી. ઉનાળામાં કોઇ પાળકની ખાલી જગાએ ભજનસેવા ચલાવવા બદલ પણ જે તેને મળતું તેથી પણ તેને મદદ મળતી. શીઆળામાં તે શિક્ષકનું કામ કરતો. આટલું કર્યા છતાંએ તેને પૈસાની બહુ તંગી પડતી. ઘણાં વરસો પછી એટલે ઇ. સ. ૧૮૯૬માં એક વખત ટોરોન્ટો શહેરમાં ઘણા વિદ્યાર્થીઓ સમક્ષ તેણે પોતાની તંગીઓનો એક અનુભવ કહી જણાવ્યો કે, " કોઇ કોઇ વખત તો મારી પાસે એક પાઇ સરખી પણ નહોતી. હું ઉભો છું ત્યાંથી થોડે દૂર કૉલેજના મેદાન પર પડીને રાતના અંધકારમાં તથા હૃદયના એથી પણ વિશેષ

ઘોર અંધકારમાં હું પ્રભુની પ્રાર્થના કરતો કે તે મને પૈસાની મદદ કરે, કે હું ખાધાખર્ચની ફી ભરૂં. હે મારા સાથી વિદ્યાર્થીઓ, તે વખતે પણ પ્રભુએ મને નિરાશ કર્યો નથી, અને ત્યારથી હજી સુધી પણ તેણે મને કદી નિરાશ કર્યો નથી. તમે પણ જો તેના પર ભરોસો રાખશો, તો તે તમને પણ નિરાશ નહિજ કરશે.”

ડૉ. સિમ્પ્સન તેના કૉલેજના જીવનના કેટલાક અંગત સ્મરણીય બનાવોની નીચે પ્રમાણે હકીકત આપે છે :—

“કૉલેજના વિદ્યાર્થીઓના સાધારણ અનુભવો કહેવાથી કંઈ રસ પડતો નથી, તેથી તે સંબંધી કહેવું બહુ જરૂરનું નથી, પણ અત્યારે મને તે સમયના કેટલાક ખાસ બનાવો યાદ આવે છે. ધર્મના ઉંડા સંસ્કારો મારામાં હજી ચાલુજ હતા, ને તે સંસ્કારોથી હું શહેરી જીવનનાં પરીક્ષણોમાંથી બચી શક્યો છું. કૉલેજના પહેલા વરસમાં મારી ઓરડીમાં મારી સાથે એક બીજો વિદ્યાર્થી પણ રહેતો, તે રીસાળ અને તદન ભાવ તથા શ્રદ્ધા વગરનો હતો. તેની અસર મારા પર જોખમકારક હતી. તેને સાહિત્યનો તથા કવિતાનો બહુ શોખ હતો. કવિતા વાંચવાનું અથવા મોઢે બોલવાનું તેને બહુ ગમતું. તેનામાં કંઈક અંશે આકર્ષક શક્તિ હતી, પણ મારા પર તેની જે છાપ પડી તે તો બહુજ ખોટી હતી.

“પ્રાર્થના કરવાનું કે પ્રભુના માર્ગમાં ચાલવાનું જો કે મેં છેક બંધ કર્યું નહોતું, તો પણ પહેલાંના મારા ભક્તિભાવની મધુરતા તથા મહત્તા મારામાંથી લોપ થઇ. મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે મેં દસેક વરસ સુવાર્તાના બોધક તરીકે ગાળ્યાં, પછીજ મારૂં પહેલાંનું આત્મિક જીવન મને પૂરેપૂરી રીતે પાછું મળ્યું. સોંપેલી ફરજ બજાવીને બેસી રહેવામાં મારા આખા આત્મિક જીવનનો સમાવેશ થઈ જાય છે એવું હું સમજતો; પણ મને કંઇજ આનંદ કે સંગત મળતાં નહોતાં. ટુંકામાં મારૂં અંતઃકરણ પવિત્ર થએલું નહોતું, તથા હૃદયમાં વસતા ખ્રીસ્ત તથા પવિત્ર આત્માના બાપ્તિસ્મા સંબધીના મર્મ વિષે મને ત્યાં સુધી કશી સમજણ નહોતી.

"તોપણ કૉલેજના મારા જીવન દરમિયાન મારામાં વિશ્વાસનો પ્રવાહ વહેતો હોવો જોઇએ, અને મને પ્રાર્થના કરવાની ખરી ટેવ પડી હોવી જોઇએ; કારણ કે ત્યારે પણ દેવ મારે માટે અદ્ભુત કામો કરતો ને તે તો મને બહુ આશ્ચર્યકારક લાગતાં. પરીક્ષામાં પાસ થનારને સ્કૉલર્શિપ આપવાની રીત હતી. આથી પૈસાની સારી રકમો મળતી. હવે માન મેળવવાની ખાતર તો નહિ પણ મારી આર્થિક ગરજો પૂરી પાડવાને માટે મેં આમાંની કેટલીક સ્કૉલર્શિપ મેળવવાને ખંતથી મારૂં મન લગાડયું. તેમાંનું એક ઇનામ તો બાપ્તિસ્માના વિષય પર સરસ નિબંધ લખનારને માટે ઠરાવવામાં આવ્યું હતું. એ વિષયનો સખત અભ્યાસ કર્યા પછી અને ઘણી પ્રાર્થનાઓ કર્યા પછી મેં નિબંધ લખ્યો. તેમાં મેં એવું જણાવ્યું હતું કે છોકરાંનું બાપ્તિસ્મા પણ થવું જોઇએ, અને વળી તે ક્રિયા ડુબકી મરાવીને નહિ પણ પાણી છાંટીને કરવી જોઇએ. પ્રભુની મોટી મહેરબાનીથી મને ઇનામ મળ્યું. પણ તે વખતના જ્ઞાન પ્રમાણે મારા નિબંધના આધારનાં જે જે દલીલો અને સિદ્ધાંતો મેં રજુ કર્યાં હતાં, તે મારે મારી જીંદગીનાં પાછલાં વરસોમાં તજી દેવાં પડયાં."

"મારી બીજી સ્પર્ધા તો એ કરતાંએ મોટી રકમ એટલે ૧૨૦ ડોલર (એટલે રૂ. ૩૬૦)નું ઇનામ મેળવવાની હતી. આ ઇનામી નિબંધનો વિષય ઘણો અઘરો હતો. તે વિષય એવો હતો કે "ખ્રીસ્તના આગમનને માટે જગતની તૈયારી, અને તેના રાજ્યની સ્થાપના." આ નિબંધને લગતા સાહિત્યનો મેં ઘણો સખત અને લાંબો વખત અભ્યાસ કર્યો ખરો, પણ નિબંધ લખવાનું કામ મેં છેલ્લી ઘડી સુધી મુલતવી રાખ્યું હતું. કોઇ પણ વિષયનું જાથુ અને પુષ્કળ વિચારોથી મનમાં કંઇ રૂપ ઘડાય નહિ, ત્યાં સુધી તે વિષય લખવાનું કામ હાથ પર લેવું નહિ એવી મારી ટેવ હતી. એથી નિબંધના કાગળો આપવાના માત્ર બેજ દહાડા બાકી રહ્યા ત્યાં સુધી નિબંધ અધુરો હતો, ને પ્રથમ ખરડા પરથી સુધારીને બીજી નકલ કરવાની તો હજી બાકીજ હતી.

"કામ તો એટલું સખત અને મોટું હતું કે તેનો સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. છેલ્લો દિવસ પણ પૂરો થયો, અને બીજે દિવસે સવારે નવ વાગતાંમાં તો નિબંધો આપી દેવાના હતા, ત્યારે મારે તો હજી સાત આઠ કલાકનું કામ બાકી હતું. રાતે મને બિલકુલ ઉંઘ આવી નહિ. નિશાને પહોંચવા શરતનો ઘોડો જેટલી ઝડપથી દોડે તેટલી ઝડપથી મેં મારી મેજ આગળ બેઠાં બેઠાં લખ્યાં કર્યું. છેવટે મારો હાથ અકડાઇ ગયો; તેથી મેં મારા એક મિત્રને બોલાવ્યો, અને હું લખાવતો તેમ તે લખતો. થોડી વારમાં મારૂં મગજ થાકી ગયું, ને ખુરશીમાં બેઠાં બેઠાંજ મને ઉંઘ આવવા લાગી, તેથી છ સાત કલાક જાગતા રહેવાય માટે દુકાનમાંથી મેં કંઇ પીણું મંગાવ્યું. મારૂં મગજ પાછું કામે મંડી ગયું, ને સવાર થતાં સુધીમાં હું નિબંધ પૂરો લખી રહ્યો. પછી કાગળો વાળીને તેના પર છાપ મારી, ને એક બેપીઆની સાથે તે મારા પ્રોફેસર પર મોકલી દીધું. ત્યાર પછી ઉંઘથી ઘેરાઇને હું એવી ભરનિદ્રામાં પડયો કે, જાણે હું પાછો જાગવાનોજ ન હોઉં.

"ઘણી મહેનતે તૈયાર કરેલા નિબંધનું મને ઇનામ મળે માટે નિબંધ તપાસવાના વખત દરમિયાન મેં ઘણી પ્રાર્થના કરી. બધા મળીને આશરે બારેક હરીફ હતા. તેમાંના કેટલાક તો ઉપલા વર્ગના હતા. મને ઇનામ મેળવવાની બહુ આશા ન હતી, પણ કંઇક મને એવું કહેતું હતું કે પ્રભુ તને સફળતા આપવાનો છે. છેવટે જે દિવસે ફતેહમંદ ઉમેદવારનું નામ જાહેર કરવાનું હતું, તે દિવસની સવાર થઇ. હું એટલો બધો આવરો બની ગએલો હતો કે હું છાનોમાનો કૉલેજના મેદાનના એક એકાંત સ્થળે સટકી ગયો. ત્યાં ઘુંટણે પડીને મેં મારી વાત પ્રભુને જણાવી. પ્રાર્થના કરીને ઉઠવા પહેલાં તો મને ખાતરી થઇ કે પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી છે, અને મારો અભ્યાસ આગળ ચલાવવાને માટે જેની મને જરૂર હતી તે ઇનામ મને આપ્યું છે. પછી હું મારા વર્ગમાં જઇને મારી જગાએ બેઠો, કે તરતજ બધાની નજર અજાયબીથી મારા ભણી

ખેંચાઇ. વ્યાખ્યાન પૂરૂં કરીને મારા પ્રોફેસરે મને તેમની ઓરડીમાં બોલાવ્યો, ને ઇનામ મેળવવા બદલ મને શાબાશી આપી. તે પરથી મેં જાણ્યું કે, જે વખતે હું પ્રાથના કરતો હતો તેજ વખતે મારા પ્રોફેસર વર્ગમાં જાહેર કરતા હતા કે સિંપ્સનને ઇનામ મળે છે. મારી આખી જીંદગીમાં પ્રભુએ મને એવું શિખવ્યું છે, અને હજી પણ શિખવતો જાય છે કે કોઇ પણ આશીર્વાદ મળ્યા પહેલાં તે મળી ચુક્યો છે એમ વિશ્વાસથી માની લેવું જોઇએ, અને એ બતાવવાને મેં આ દાખલો આપ્યો છે. ઇનામની કિમ્મત કરતાં ઇનામને માટે મેં જે વિશ્વાસ રાખ્યો તેનો આશીર્વાદ મારે મન મોટો હતો, એવી મને પુરી ખાતરી છે.

"ઇશ્વરવિદ્યાશાળાના વિદ્યાર્થી તરીકે ઉનાળાની રજામાં મને મિશનનાં દેવળોમાં અને ગામડાંઓમાં બોધ કરવાને મોકલવામાં આવતો હતો. આથી મને કામ કરવાનો કીમતી અનુભવ મળતો, ને એ ઉપરાંત થોડા પૈસા પણ કમાતો તે તો જુદું. જ્યારે હું બોધાસન પર ચઢીને બોધ કરતો ત્યારે સભાના ઠરેલ માણસો મારા પ્રતિ કેવી આશ્ચર્યતાની દૃષ્ટિએ જોતા તે મને બરાબર યાદ છે. હું એ કામને માટે એટલો બધો નાનો હતો, ને વળી હોવું જોઇએ તેના કરતાં એટલો બધો નાનો દેખાતો હતો કે જ્યારે ઉંચા બોધાસન પર ચઢી બીતાં ને ધ્રુજતાં મારા જેવો નાનો છોકરો તેઓને બોધ કરતો, ત્યારે તેઓ બાવરા બની જતા, અને એમ થાય તેની મને હવે નવાઇ લાગતી નથી.

"જે મંડળીમાં ઉછરીને હું મોટો થયો હતો, ને જેમાં મારા પિતાશ્રી અને મારાં માતુશ્રી સભાસદો હતાં તે મંડળીની સમક્ષ જ્યારે મારે પહેલવહેલો બોધ કરવો પડયો ત્યારે તો હું સૌથી મોટી મુશ્કેલીમાંથી પસાર થયો.

"પ્રભુની મદદથી હું એ કામમાં પાર ઉતર્યો ખરો, પરંતુ તેમની ભણી સામી નજરે જોવાની પણ મારી છાતી ચાલી નહિ. તે અરસામાં બોધભાષણનું કામ મુશ્કેલ ગણાતું હતું, કારણ કે

બોલવાને માટે પ્રભુ પર આધાર રાખવો જોઇએ એવું તે વખતે કોઇ સમજતું નહોતું. તે વખતે તો બોધક ભાષણ પૂરેપૂરૂં લખીને તેને મુખપાઠ કરી જતો, અને ત્યાર પછી મંડળીની આગળ તે શબ્દેશબ્દ બોલી જતો. આ પ્રસંગે મંડળી સમક્ષ ભાષણ કર્યા પહેલાં મેં ઘણા દિવસ સુધી તેનો મહાવરો કર્યા કર્યો. જંગલમાં જઇને ઘણી સંભાળપૂર્વક રચેલું મારૂં ભાષણ તેના ભાગવિભાગ પ્રમાણે હું ઝાડો અને ખીસકોલીઓની આગળ બોલી જતો હતો."

## પ્રકરણ ૪થું.

### મંડળીનો પાળક થાય છે.

"એકવીશ વરસની ઉંમરે જ્યારે હું ઈશ્વરવિદ્યાશાળા છોડી દેવાની તૈયારીમાં હતો ત્યારે કામ કરવાને માટે બે ક્ષેત્રો ખાલી હતાં, તેમાંથી એક પસંદ કરવાનું મને કહેવામાં આવ્યું. એક ક્ષેત્ર તો એક સુંદર શહેરમાં હતું, અને તે કામ સહેલું હતું. તેના લોકો સુધરેલા, પ્રેમાળ અને આબાદ સ્થિતિના હતા. ભવિષ્યમાં ઉપયોગી થઈ પડવાની ઇચ્છા રાખનાર કોઇ પાળક તૈયારીને માટે થોડાં વરસો કોઇ શાંત સ્થળે ગાળવા ઇચ્છતો હોય તો તેવાને માટે આ સ્થળ ખરેખર અનુકૂળ હતું. બીજું ક્ષેત્ર તો એક મોટા શહેરમાં આવેલી એક મોટી મંડળી હતું. તેમાં સેંકડો સભાસદો હતા, અને તે મંડળીમાં ઘણું કામ હતું. વળી ઘણી કાળજી રાખવી પડે, મહેનત કરવી પડે, તે ઉપરાંત મોટી જવાબદારી પણ હતી. મારા સઘળા મિત્રો, શિક્ષકો અને સલાહકારોએ મને સહેલી જગા પસંદ કરવાને કહ્યું, પણ મારા મનમાં તો મને એમ લાગ્યું કે, હું અઘરૂં સ્થળ પસંદ કરૂં, એવી પ્રભુની ઇચ્છા છે. વળી જરા કીર્તિલોભથી પણ એ સ્થળ પસંદ કરવાને હું લલચાયો. મેં ધાર્યું કે જો હું સહેલી જગા પસંદ કરૂં તો તે મંડળીના કામને પહોંચી વળવા જેટલીજ મારામાં બાહોશી આવશે: પણ જો હું અઘરી જગા પસંદ કરૂં તો તેની સઘળી ગરજો મારે પૂરી પાડયા વગર છૂટકો નથી, તેથી હું તેને માટે જોઇએ તેટલી કુશળતા મેળવી શકીશ, અને એમજ બન્યું. મારૂં પ્રથમ સેવાકાર્ય વિકાસ્યું, અને આ મુશ્કેલ સ્થિતિની જરૂરિયાતો-દ્વારા, પ્રભુની કૃપાથી, અઘરાં અઘરાં કામોમાં માથું મારવાની ટેવ પડી. પાળકપદમાં દાખલ થતી વખતે મિ. સિંપ્સન આવા આવા વિચારો કરતો હતો. નૉક્ષ કૉલેજમાં ભણીને મિ. સિંપ્સને ઈ. સ.

૧૮૬૫ના એપ્રિલ માસમાં ડીગ્રીની પરીક્ષા પસાર કરી, ને તેજ સાલના સપ્ટેમ્બરની બારમી તારીખનો દિવસ તેની દીક્ષાક્રિયાનો દિવસ ઠરાવવામાં આવ્યો.

તેની જીંદગીમાં આ અઠવાડિયું જાણવાજોગ હતું. સપ્ટેમ્બરની ૧૧મી તારીખના વિશ્રામવારે હૅમિલ્ટન શહેરની નોક્ષ મંડળીના પસંદ કરેલા પાળક તરીકે તેણે પહેલું ભાષણ કર્યું. સોમવારે તેની દીક્ષાક્રિયાને માટે નૉક્ષ દેવળમાં વડીલસભા ભરાઇ. મંગળવારે ટૉરોન્ટોમાં માર્ગારેટ હેન્રી નામની એક બાઇ સાથે તેનાં લગ્ન થયાં. પછી તે જુવાન પાળકને તથા તેનાં મડમ સાહેબને પ્રીતિયુક્ત આવકાર આપવામાં આવ્યો.

ઈ. સ. ૧૯૦૫ના સપ્ટેમ્બરની બારમી તારીખે તેની દીક્ષા-ક્રિયાનું ચાળીસમું વર્ષ પૂરૂં થયું. તે વરસે તેણે તેની પ્રથમ મંડળીની મુલાકાત લીધી, અને નીચેનું દીક્ષાક્રિયાને લગતું ગીત રચ્યું :—

કર દીક્ષિત તુજ સેવા કાજ, પ્રભુ,
બાપ્તિસ્મી કર તુજ સામર્થ્યે, વિભુ,
ભવિષ્યને માટે મને દેજે સહાય,
કે તારી ઈચ્છા તે મારીજ થાય.

ચાળીસ વર્ષોથી તુજ હસ્તે
દોર્યો તુજ બાળને સહુ રસ્તે;
તુજ પ્રેમથકી આજ લગ નીભ્યો;
તુજ કૃપાથકી નિત્ય હું જીત્યો.

વિશ્વાસ ધરૂં તુજ દયા પરે,
આ પામર જીવ તુજ સેવા કરે,
પુનર્ દીક્ષિત કર તુજ બાળને આજ,
તુજ ઇચ્છા સમજવા, કરવાને કાજ.

કર શુદ્ધ, પ્રભુ, મજ સર્વ વિચાર,
કે શબ્દથી અદકું બોલે જીવનાચાર;
બક્ષ મને, પ્રભુ, આ અત્યાનંદ
કે સેવ કરૂં મુજ દેવને પસંદ.

ખ્રીસ્તનું મન તે તું મુજને આપ
આત્મિક બળથી શિખવજે પ્રાર્થ,
દેવાગ્નિથી મને બાપ્તિસ્મી કર;
તુજ સંદેશા મુજમાં તું ભર.

જે જે પર્ષા મને બક્ષશે તું,
જણાવું વખાણું મુજ દેવને હું;
કે સર્વ દેશો તુજ ખ્રીસ્ત જાણે
ને એથી સર્વે તારી આણ માને.

ત્યાર પછી દસમે વરસે તેણે ફરીથી એ મંડળીની મુલાકાત લીધી. આ મુલાકાત તો ઘણી સ્મરણીય છે. જો કે આ વખતે આ મંડળી છોડયાંને તેને ૩૫ વરસ થયાં હતાં, તોપણ ત્યાંની મંડળીના લોકો તેને એટલું બધું માન આપવાને ઇચ્છતા હતા કે તેઓએ પાળક સિમ્પસન સાહેબને તથા તેનાં મડમ સાહેબને તેમની પચાસમી સાલગીરી ઉજવવાનું કર્યું. પચાસ વરસ ઉપર જે વાક્ય પર તેણે બોધ કર્યો હતો, તેજ આધારવચન પર તેણે સવારમાં બહુ જુસ્સાથી બોધ કર્યો.

# પ્રકરણ ૫મું.

## પાળક તરીકેનો સુવાર્તાપ્રસાર.

ત્યાર પછી ડૉ. સિમ્પસન કાનડાના હૅમિલ્ટન શહેરમાંથી યુનાઇટેડસ્ટેટ્સના લુઇવીલ શહેરની મંડળીનો પાળક થવાને ગયો. આ મંડળી બહુ મોટી હતી.

તેણે તેના શરૂઆતના ભાષણથીજ ખ્રીસ્તની સત્ય સુવાર્તાની સેવાની ખાતરી કરી આપી. આધારવાક્ય સમયાનુસારજ હતું, "એકલા ઇસુ વિના બીજા કોઇને તેઓએ જોયો નહિ." એ વાક્ય પર બોધ કરીને પોતાની મંડળીના લોકોને તે બરાબર લાગુ પાડયું, અને કહ્યું કે, મારી ધર્મસેવાનો હેતુ અને ભવિષ્યના મારા બોધનો મુદ્રાલેખ તે "એકલો ઇસુ" છે, એ જણાવતાં હું લજવાતો નથી.

લુઇવીલ શહેરની મંડળીના પાળક તરીકેનું મિ. સિમ્પસનનું કામ તે તેના દેવળમાં આપેલા બોધ જેટલુંજ અસાધારણ હતું. એક પ્રસંગે મોડી રાતે તેને તે શહેરના એક પ્રખ્યાત માણસને ત્યાં જવાની મનમાં પ્રેરણા થઇ. તે રાત્રે ભારે તોફાન હોવાથી તેણે પહેલાં તો ત્યાં જવાનું દુરસ્ત ધાર્યું નહિ, તોપણ પોતાની પ્રેરણાને વશ થઇને તે આખરે ત્યાં ગયો. આવી અણધારી મુલાકાતથી તે સદ્દગ્રહસ્થને અજાયબ તો લાગ્યું, તોપણ તે સિમ્પસનને પોતાની ખાનગી ઓરડીમાં લઇ ગયો. ત્યાં વાતચિત કરતાં તે માણસને માલમ પડયું કે, જે વિષે મેં કદી વિચાર કર્યો નથી તે વિષેની એટલે મારા અનંત કલ્યાણની ચિંતા ધરાવીને આ પાળક સાહેબ આવી કવેળાએ મારે ત્યાં આવ્યો છે, ત્યારે તેને પોતાની આત્મિક સ્થિતિની ખાતરી થઇ, અને તે પ્રભુ ભણી ફર્યો.

નવા ખ્રીસ્તી થએલાઓમાંનો એક જુવાન માણસ પ્રભુની પાછળ ચાલવાને એટલી બધી આતુરતા ધરાવતો હતો કે તેણે પાળક

સિમ્પ્સનને વિનંતી કરી કે રોજરોજ બપોરના ખાણા વખતને અરધો કલાક મારી જોડે ગાળો; પાળકે તે મંજુર રાખ્યું. આમ તે જુવાનને સામર્થ્ય મળતું અને તે પરીક્ષણો પર જીત પામતો. એક વખત જ્યારે તેને એવી ખબર મળી કે પાળક તો થોડાક દિવસ સુધી બહાર જવાના છે, ત્યારે તે નિરાશ થઇ ગયો. પછી મિ. સિમ્પ્સને કહ્યું, વીલ, રોજ રોજ અડધો કલાક તમારી જોડે ગાળવા કરતાં હું તમારામાંજ રહું તો કેમ? વીલે જવાબ આપ્યો, " એના જેવું તો બીજું શું? કારણ કે એમ થાય તો હું હમેશાં તમારી મરજી પ્રમાણેજ વિચારૂં, બોલું અને વર્તું." પાળકે કહ્યું, "ત્યારે ઇસુ પોતે તમારા હૃદયમાં રહે છે એવો વિશ્વાસ તમે કેમ કરતા નથી?" થોડા દિવસ પછી મિ. સિમ્પ્સન પાછો આવ્યો, ત્યારે વીલ પહેલાંની માફક બપોરે તેમને ત્યાં આવ્યો નહિ, તેથી શું થયું હશે તે જાણવાને મિ. સિમ્પ્સન પોતે તેને ત્યાં ગયો. વીલે આનંદી મુખે સલામ કરી કહ્યું, "પાળક સાહેબ, ખ્રીસ્ત ખરેખર મારામાં વસે છે એવું મને માલમ પડયું છે, તેથી હવે તમને તસ્દી આપવાની મને જરૂર નહિ પડે."

તેની મંડળીને તેણે કેવી રીતે સેવાના કાર્યમાં વળગાડી હતી તેની એક બીનાનું આવું વર્ણન તે "પ્રેમના સમાચાર" નામના તેના પુસ્તકમાં આપે છે: "શહેરની બહાર એક બાઇ રહેતી હતી; તે ગરીબ હતી, અને કોઇ તેના પર ધ્યાન દેતું નહોતું. માણસનો પ્રેમ તે શું, એ વિષે તે એટલી બધી અજાણ હતી કે તેની આગળ મેં દેવના પ્રેમ સંબંધી વાત કરી ત્યારે તે વાત તે સમજી શકી પણ નહિ. તેને એટલા બધા વખતથી તજી દેવામાં આવેલી હતી, તેને અપશબ્દો કહેવામાં આવ્યા હતા, અને તેના પર અન્યાય ગુજારવામાં આવ્યો હતો કે દરેક માણસ તેની વિરૂદ્ધ હતો, અને તે દરેક માણસની વિરૂદ્ધ હતી. મેં તેને ઇસુ વિષેની જાણ આપવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તે મારા મોં ભણી જોઇને બોલી, 'તમારી વાતમાં મને કશી સમજણ પડતી નથી; મારા પર કદી કોઇએ પ્રેમ કર્યો નથી, ને પ્રેમ શું છે તે હું સમજતી

પણ નથી." તે રાતે મેં મારી મગરૂર અને ધનવાન મંડળીમાં જઇને, મંડળીના લોકોને કહ્યું કે, આપણી એક ગરીબ બેન છે, તેને પ્રેમ એટલે શું તેની તમે સમજ પાડો. તેથી તેઓએ એક પછી એક તેની મુલાકાત લેવા માંડી, અને તેને માટે તેઓને કેટલી કાળજી છે, એ બતાવવાને તેઓ તેને કંઇ કંઇ આપવા લાગ્યા. આખરે થોડા મહિના એ પ્રમાણે વીત્યા બાદ એક દિવસ એવું બન્યું કે હું તે બાઇની ઓરડીમાં બેઠો હતો ત્યારે મારી ભણી જોઇને તેણે બહુજ લાગણીથી કહ્યું કે, 'હવે પ્રેમ શું છે તેની મને સમજ પડી હોય એમ હું ધારૂં છું, અને તેથી હવે હું પ્રભુના પ્રેમનો પણ સ્વીકાર કરી શકું છું.'"

નયાકમાંના વિદ્યાર્થીઓની આગળ ડૉ. સિમ્પસને કેટલાંક ભાષણો કર્યાં હતાં. તેમાંના એક ભાષણમાં તેણે આજ અરસામાં થએલો બીજો એક અનુભવ કહી જણાવ્યો. "મને યાદ છે કે મારા ખ્રીસ્તી જીવનની શરૂઆતમાં એક આશીર્વાદ મેળવવામાં મેં એક મહિનો કાઢયો. નવા વર્ષના પહેલા દિવસથી એક અજબ બાપ્તિસ્માને માટે મેં પ્રભુની પ્રાર્થના કરવા માંડી. મેં કહ્યું કે, માણસનો સહવાસ છોડી દઇને હું આ અઠવાડિયું પ્રાર્થનાને માટે ઠરાવીશ, અને તેમાંજ હું તે ગાળીશ. ખાવાને વખતે હું મારે ઘેર જતો; પણ મુલાકાત લેવાનું અને પાળક તરીકેનું મારૂં કામ મેં તેટલો વખત પડતું મૂક્યું, અને પ્રાર્થનામાંજ વખત કાઢયો. અલબત, પ્રભુ તે પહેલે અઠવાડિયે મને મળ્યો ખરો, પણ તે એવી રીતે નહિ કે તેથી મને સંતોષ વળે. બીજા અઠવાડિયાને અંતે મને પહેલાંના કરતાં પણ થોડો સંતોષ માલમ પડયો; ત્રીજા અઠવાડિયાને અંતે તો મને વિચિત્ર લાગણી થવા લાગી, અને ચોથા અઠવાડિયાને અંતે તો હું દિવાના જેવો ઘણોજ વ્યાકુળ થઇ ગયો. મેં કહ્યું, પ્રભુ, તું મને કેમ મળતો નથી? ન મળવાનું કારણ શું છે? છેવટે નિરાશામાં મેં મારૂં બાયબલ ઉઘાડયું, અને પછી કહ્યું, તારે મને જે કહેવું હોય તે મને બતાવ. પછી માત્થીની લખેલી સુવાર્તાના છેલ્લા

અધ્યાયમાં મને આ વચનો મળ્યાં; 'તે અહીં નથી...તે ઉઠયો છે; તે તમારી આગળ ગાલીલમાં જાય છે, ત્યાં તમે તેને જોશો.' તેજ પળે મને યાદ આવ્યું કે મંડળીમાં ઘણાં માંદાં છે, અને બીજાં ઘણાં એટલી બધી તંગીમાં છે કે જેઓ છેક નિરૂપાય બન્યાં છે, અને મેં આ ચાર અઠવાડિયાંથી તેઓમાંના કોઇની ખબર લીધી નથી. ઉતાવળથી હું શેરીમાં ગયો, તો પહેલાજ ઘરમાં એક માંદું હતું જેની ખબર મેં ઘણા વખતથી લીધીજ ન હતી. હું પ્રાર્થનાનાં બે વાક્યો પણ બોલી રહ્યો નહોતો એટલામાં તો આકાશ ઉઘડયું, અને મને પવિત્ર આત્માનું અજબ બાપ્તિસ્મા થયું. વિશ્વાસથી મેં તેને સ્વીકાર્યો ત્યારેજ તે મને મળ્યો; અને તેના બળનો ઉપયોગ કરવાને અને મને મળેલા આશીર્વાદને બીજાઓને માટે આશીર્વાદરૂપ કરવાને હું આગળ વધ્યો."

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## અણીનો પ્રસંગ.

દસ વરસ કરતાં વધારે વરસની ધર્મસેવા કર્યા પછી જે એક અતિ અણીનો પ્રસંગ ડૉ. સિમ્પ્સનને માથે આવી પડયો તે બરાબર સમજ્યા સિવાય તેની જીંદગીની કદી બરાબર સમજ પડે એમ નથી. આ કેવળ તેના વધારે વિશાળ જીવન અને સેવાની શરૂ-આત હતી એટલુંજ નહિ, પણ એથી ખ્રીસ્તી જીવનની તેની સમજ બધી બદલાઇ ગઇ, અને તે વખત પછીના તેના બોધ ઉપર પણ એની ભારે અસર થઇ. વળી પ્રભુની પાછળ પૂરી રીતે ચાલનારાઓને જે ખડબચડે અને ઉજડ માર્ગે થઇને ચાલવું પડે છે, તેજ માર્ગે ચાલવાને આથી સિમ્પસન દોરાયો. નયાકના વિદ્યાર્થી-ઓને તેણે પોતાની અંગત બાબત જણાવતાં કહ્યું હતું કે, "મેં એકલવાયું જીવન ગાળ્યું છે." તેના જેવો અનુભવ તો બહુ થોડાએ કર્યો હશે. તેના મિત્રો તથા અગાઉના સોબતીઓ જેઓ તેને પ્રાપ્ત થએલા તેના નવા માર્ગમાં તેને અનુસર્યા નહિ તેઓથી વિયોગી થવાનો દુ:ખદાયક અનુભવ તેને થયો; અને વળી જેઓ મન અને મુરાદમાં તેની સાથે સમ્મત હતા તેઓની સંગતનો મિષ્ટ અનુભવ પણ તેને થયો.

લંડન શહેરમાં એક વખત ભાષણ કરતાં તેણે કહ્યું કે, "પવિત્ર આત્મા પ્રથમ મારા હૃદયમાં આવ્યો ત્યારે મને કેવું લાગેલું તે મને બરાબર સાંભરે છે. તે વખતે હું એકલોજ હતો. મારા ખ્રીસ્તી મિત્રોથી હું ઘણો વિયોગી થયો હતો, કારણકે તેઓ મારી વાત સમજી શક્યા નહિ. પછી જેઓને મારી વાતની સમજ પડી એવા એક બે મને મળ્યા ત્યારે તેઓ મને બહુ વહાલા લાગ્યા; હા, તેઓ તો મને ભાઇબેન કરતાં પણ વધારે વહાલા લાગ્યા. અમે

એક બીજાની સંગતમાં બહુજ પાસે પાસે આવી શક્યા, કારણકે પ્રભુના માર્ગમાં અમે વધારે વધારે ઉંડા અને વધારે વધારે ઉંચે જઇ શક્યા. ફરીથી પાછો હું જરા આગળ નીકળી ગયો, અને મને માલુમ પડયું કે, આ ધન્ય ઇસુ તે જીવતો ખ્રીસ્ત છે; વળી તેનો આત્મા તે મારા આત્માને માટે છે, એટલુંજ નહિ પણ તેનું શરીર તે મારા શરીરને માટે છે, તે મારા જીવનમાં મારા પર અસર કરે છે, અને તેના પોતાના પુનરૂત્થાન પામેલા જીવનથી તે મને પકડી રાખે છે, અને મને ઉત્તેજીત કરે છે; ત્યારે પાછો હું એકલો પડયો. મારા જુના મિત્રો મને ત્યાગવા લાગ્યા, અને કેટલાક મહિના સુધી તો હું એકલો પડયો. સેંકડો અને હજારો ઉપદેશકો અને લોકો જેમના પર હું પ્રેમ રાખતો હતો અને જેમની સાથે મેં આખી જીંદગી કામ કર્યું હતું તે સર્વેથી હું જુદો પડયો. પણ જ્યારે એક, બે, ત્રણ એમ ધીરે ધીરે આ નાની ટોળી સાથે જોડાવા લાગ્યા, ત્યારે પાછું પ્રેમનું બંધન ઘણું સજ્જડ થતું ગયું!"

આજ પ્રસંગે ડૉ. સિમ્પસને તેના ત્રણ અનુભવની વાત કહી; એ અનુભવ તો એવા હતા કે, જે તેની જીંદગીના મહાન સ્મરણીય પ્રસંગો લેખાય: "સત્તાવીશેક વર્ષ ઉપર દશ મહિના સુધી નિરાશાના દરિયામાં હું તરફડિયાં મારતો હતો, ત્યારે ઇસુ મારો ત્રાતા છે, એવો મેં વિશ્વાસ કર્યો ત્યારેજ હું તેમાંથી બહાર નીકળ્યો. બારેક વર્ષ ઉપર વળી હું અપરાધી છું એવા અપરાધના સમુદ્રકળણમાં હું પડયો, અને ઇસુ મને પવિત્ર કરનાર છે એવો વિશ્વાસ મેં કર્યો ત્યારેજ હું તેમાંથી બહાર નીકળ્યો. ઘણાં વરસો સુધી ખ્રીસ્તની પાસેથી શિક્ષણ મેળવ્યા પછી, અને તેની પ્રાર્થના કર્યા પછી, ચાર વરસ ઉપર પ્રભુ ઇસુ ખ્રીસ્તે મને દેખાડયું કે, તારા આત્માનો તેમજ તારા શરીરનો પણ પુરો ત્રાતા થવાની મારી ઇચ્છા છે."

ડૉ. સિમ્પસનની જીંદગીના શરૂઆતના બ્યાનમાં આમાંના પહેલા અનુભવની હકીકત અપાઇ ગઇ છે. "આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે દેવની સાથે સમાધાન"માં તેણે પ્રવેશ કર્યો.

મોટા અધિકાર અને આત્માના અભિષેક સહિત રૂમીઓને લખેલા પાઉલ પ્રેરિતના પત્રના પાંચમા અધ્યાયમાં શિખવેલા ન્યાયીકરણ વિષે બોધ કરતાં તેણે આ અમૂલ્ય પ્રકટીકરણ પ્રમાણે જીવન ગાળ્યું, અને તેજ પ્રમાણે તેણે સેવા કરી. તેજ પત્રના છઠ્ઠા અધ્યાયમાં પ્રગટ કરેલા સત્યનો હજુ તેને અંગત અનુભવ થયો નહોતો ખરો, પણ આઠમા અધ્યાયના ઉંચાણ તથા ઉંડાણનો જેવોતેવો અનુભવ તેને થએલો હતો. તેજ પત્રના સાતમા અધ્યાયમાં આબેહુબ રીતે બતાવવું મલ્લયુદ્ધ તો તેનો જાતીય અનુભવ હતો.

દીક્ષા પામ્યા પછી પચાસમે વર્ષે હામિલ્ટન શહેરની તેની પ્રથમની મંડળી આગળ ભાષણ કરતાં આ સ્થિતિ વિષે તેણે જરા ઈસારો કરીને કહ્યું કે, "આજ સાંજે જે તમારી આગળ ભાષણ કરે છે તે પચાસ વરસ ઉપર આજ પવિત્ર જગાએ દીક્ષા પામ્યો હતો. તે વખતે હું એકવીશ વર્ષનો જુવાન અને મહત્વાકાંક્ષાવાળો પાળક હતો, પણ નમ્રતાના જે પાઠો આપણે જેટલી ઉતાવળે શીખવા ખુશી હોઇએ તેટલી ઉતાવળે પ્રભુ પોતાના પ્રેમથી આપણને શિખવવા ચાહે છે, તે તે વખતે હું શીખ્યો નહોતો. પણ જે પ્રકાશ મને મળ્યો હતો તે પ્રમાણે ખરા દિલથી વર્તવાને હું ઉત્સાહી હતો. હામિલ્ટનમાં નવ વરસ સુધી પાળકનું કામ કર્યા પછી પણ આત્મિક જીવન અને પરાક્રમ વિષેની ઉંડી બાબતો હું શીખી શક્યો નહોતો. તે તો આ જગા છોડયા પછીજ પ્રભુએ મને જણાવી. યશાયાહના પુસ્તકમાં એક જાણવાજોગ વચન છે કે, 'જ્યારે ઉપરથી આત્મા આપણા પર રેડાય, ત્યારે અરણ્ય ફળવંત વાડી થાય ને ફળવંત વાડી વન સમાન ગણાય' (યશા. ૩૨ ; ૧૫). જ્યારે એનો મને અનુભવ થયો ત્યારે પહેલાંની મારી ધર્મસેવાનું ક્ષેત્ર જે મને ફળદ્રુપ લાગતું હતું તે તો એકદમ નિષ્ફળ અને સુકું લાગ્યું, અને મને એમ લાગ્યું કે મારી ખરી ધર્મસેવાની તો હજી શરૂઆત પણ થઇ નથી."

બીજો મોટો બારીક પ્રસંગ તો હુઈવીલમાંની તેની ધર્મસેવાના આરંભમાં શરૂ થયો. વ્હીટલ અને બ્લિસ નામના પવિત્ર આત્માથી

ભરપૂર સુવાર્તિકોના સમાગમમાં આવ્યાથી તેને ભાન આવ્યું કે, તેનામાં જીવનને માટે અને સેવાકાર્યને માટે જે આત્મિક શક્તિ જોઇએ તેની અછત છે, અને ત્યારથી તે પવિત્ર આત્માની ભરપૂરતાની શોધમાં લાગ્યો.

આ અણીના પ્રસંગ સંબંધી તે પોતે એવી સાક્ષી આપે છે કે, "અનિર્વાચ્ય આભાર સહિત હું પેલી એકાંત અને દુ:ખમય રાત્રિનું સ્મરણ કરૂં છું; ત્યારે તો હું ઘણી બાબતો વિષે ભૂલ ખાતો હતો અને સર્વ વાતે અધુરો હતો, અને સવાર પડતાં પહેલાં મારૂં ખરેખર મરણ નીપજ્યું તો શું થશે તેની સુઝ નહિ પડતાં મેં પ્રભુને મારા હૃદયનું પ્રથમ પૂર્ણ સમર્પણ કર્યું, અને પછી આ પૂર્ણ સમર્પણ કરીને મેં પહેલેજ ફેરે કહ્યું કે,

'ઇસુ, તારી પાસે આવું, બધું મૂકું તારે કાજ;
નિર્ધન, દુ:ખી, નિંદિત થાઉં, મારૂં સઘું તું થા આજ.'

બીજે વિશ્રામવારે સવારે મેં આ ગીત કઢાવ્યું અને મેં મારા પૂરા મનથી તે ગાયું તે વખતે મારા મનમાં જે આનંદ વ્યાપી રહ્યો હતો તેવો આનંદ કદાચ મને કદીજ થયો નહિ હોય. જો પ્રભુ તેની કૃપાથી મારા જીવનને કંઇ પણ અંશે તેને રહેવાને માટે અને તેના મહિમાને માટે નાનું મંદિર બનાવે, અને તેની સેવાને અર્થે મને વાપરવાની આથી કંઇ વધારે અંશે તેની મરજી થાય તો તે આજ ઘડીનું પરિણામ છે; અને હજુ પણ જે પ્રમાણમાં તે ઘડીને, સ્વાર્પિત, વધસ્તંભે જડાએલી અને ખ્રીસ્તને અર્પિત જીંદગીની ચાવી બનાવવામાં આવશે, તે પ્રમાણમાં તે થતું જશે."

અનુભવ અને પવિત્ર શાસ્ત્રના સૂક્ષ્મ અભ્યાસથી તેને ખાતરી થઇ કે આવા બારીક પ્રસંગદ્વારા પવિત્ર આત્મા ઘણા માણસોને દેવની સંપૂર્ણતામાં લઇ જવા ચાહે છે, પણ પવિત્ર આત્માના આ કામનો તેઓ નકાર કરે છે. નીચેનું પદ લખતાં તેનું મન એ વાતના કરૂણાજનક રસથી પીગળી ગયું.

"તેઓ આવ્યા કનાનને દ્વારે, પ્રવેશ ન કર્યો આપે,
આવ્યા તેને ઉંબરે, તોએ નાશ પામ્યા તેમને પાપે."

આ સઘળું તેને મન તો નવી વાત અને નવો અનુભવ હતાં. તે કહે છે કે, "હું તો એમ ધારતો હતો કે સ્વર્ગમાં જવાને માટે આપણને છેવટેજ પવિત્ર કરવામાં આવે છે. આત્માને માટે પ્રભુ જે છેલ્લું કામ કરે છે તે તો તેને પવિત્ર કરવાનું છે, અને ત્યાર પછી તે તેને બારોબાર સ્વર્ગે લઇ જાય છે. હું કબૂલ કરૂં છું કે, તે વખતે મારા મનમાં એવો વિચાર હતો કે જો હું પવિત્ર થાઉં તો પછી મારૂં મોત થઇ જાય, અને તેથી પૂરેપૂરો પવિત્ર થવાની મારી ઇચ્છા નહોતી. પણ પ્રભુ ઇસુ ખ્રીસ્ત આપણને કહે છે કે, તમને એટલા માટે પવિત્ર કરવામાં આવે છે કે જેથી આ દુનિયા પર તમે મારી સેવા કરો.

પવિત્ર કરાએલું જીવન એટલે શું, તેનો ખરો અર્થ તે પગથીએ પગથીએ શીખ્યો. દાઉદના ગીતના ૧૧૦મા ગીત પર ટીકા લખતાં તે કહે છે કે, "પહેલું સ્વાર્પણ, અને પછી પવિત્રીકરણ. ઐચ્છિકાર્પણો તરીકે આપણે પોતાનું સ્વાર્પણ કરીએ, પછી પ્રભુ આપણું પવિત્રીકરણ કરે છે, અને તેની પવિત્રતાની શોભા આપણને પહેરાવે છે. સ્વાર્પણ આપણું કામ છે; પવિત્રીકરણ દેવનું કામ છે."

ચતુર્દશી સુવાર્તાના ટુંક ખુલાસામાં આ અણીના પ્રસંગની અચુકતા સંબંધી તે સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે, "આપણે પણ માનીએ છીએ અને આપણી સાક્ષીમાં આ વજનદાર વાત છે કે આપણને પવિત્ર કરનાર ખ્રીસ્ત વિષેનો આ અનુભવ આત્માના વૃત્તાંતમાં ચોક્કસ અને અપૂર્વ છે. આપણે એ સ્થિતિએ ધીમે ધીમે પહોંચીએ છીએ એમ નથી, પણ જે પ્રમાણે યહોશુઆના લશ્કરે યરદન નદી ઓળંગી, ને તેઓ વચનના દેશમાં પહોંચ્યા, અને એ બનાવ તેઓ કદી ભૂલી ન જાય માટે તેઓએ સ્મારક તરીકે પત્થરનો મોટો ઢગલો કર્યો, તેજ પ્રમાણે આપણે પણ આપણા જીવનમાં એક ચોક્કસ હદ ઓળંગીએ છીએ."

પવિત્રીકરણ પવિત્ર આત્માનું કામ છે, એવું ડૉ. સિમ્પ્સનનું માનવું હતું. "તેથી પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામવું તે અને પ્રભુ ઇસુ ખ્રીસ્તની સાથેની આપણી એક્યતા એ બન્ને સમકાલિક છે; પવિત્ર આત્મા ઇસુ ખ્રીસ્તથી જુદો રહીને કામ કરે છે, એમ નથી, પણ તેનું કામ તો એ છે કે, ખ્રીસ્તની વાતો લઇને તે આપણને બતાવવી."

"ઇસુનું ભરપુરપણું" નામના પુસ્તકમાં તે બીજી રીતે આ બાબતનો ખુલાસો આપે છે. માણસના આત્મામાં પવિત્ર આત્મા વાસો કરે તે અને પુનર્જન્મનું કામ એ બન્ને તદન જુદાં છે. હઝકીએલ ૩૬; ૨૬ માં તેમને સાફ જુદાં દેખાડવામાં આવેલાં છે. એક વિષે એવું લખવામાં આવેલું છે કે, "પાષાણમય હૃદય દૂર કરીશ...ને માંસનું હૃદય આપીશ," બીજા કૃત્ય વિષે એમ લખેલું છે કે, "હું મારો આત્મા તમારામાં મૂકીશ, ને તમને મારા વિધિઓ પ્રમાણે ચલાવીશ; તમે મારી આજ્ઞાઓ પાળશો, તથા તેમને અમલમાં આણશો." દાખલા તરીકે ઘર બાંધવું તે એક કામ છે, અને ઘરનો માલિક તેમાં વાસો કરવાને જાય, એ બીજું કામ છે.

"ચાળીશ દહાડાનો ખ્રીસ્ત" નામના પુસ્તકમાં વાંચીએ છીએ કે, પવિત્ર આત્માથી આપણને મળતું પરાક્રમ અને પવિત્ર આત્માને આપણા પરાક્રમ તરીકે સ્વીકારવો એ બન્નેમાં મોટો ફેર છે. પવિત્ર આત્માને આપણા પરાક્રમ તરીકે સ્વીકારવો એ વાતમાં તો આપણે જેવા છીએ તેવા ને તેવાજ નજીવા અને અપૂર્ણ રહીએ છીએ, અને આપણામાં જે રહે છે તે વ્યક્તિ આપણી સેવાનાં આપણાં સર્વ દાનો અને શક્તિઓનો માલિક થાય છે અને તેમને વાપરે છે, અને જેમ જેમ આપણે તેનામાં રહીએ છીએ અને તે આપણામાં કામ કરે છે, તેમ તેમ આ શક્તિને વાપરવાને આપણે શક્તિવાન થઇએ છીએ.

તે એવું પણ શીખ્યો કે "હાલના સમયમાં સર્વ માણસોને જે જાણવાની જરૂર છે તે આ છે કે પવિત્રીકરણ તે કોઇ સ્થિતિ છે,

એટલું જાણવું બસ નથી, પણ ખ્રીસ્ત તે એક જીવંત વ્યક્તિ છે એવું માનવું જોઇએ." "તે પોત" એ નામની ટ્રાક્ટમાં તે લખે છે કે, "પવિત્રીકરણ પામવાને મેં ઘણા લાંબા વખત સુધી પ્રાર્થના કરી, અને કોઇ કોઇ વખતે મને એવું લાગતું કે મને તે મળ્યું છે. એક પ્રસંગે મારામાં કંઇક લાગણી થઇ અને રખેને તે ખોવાઇ જાય એવી બીકથી હું તેને સજ્જડ વળગી રહ્યો, અને તે જતી ન રહે માટે આખી રાત જાગતો રહ્યો. પણ તે તો બીજી લાગણી અને બીજી સ્થિતિ થતાં જતી રહી. હું તેને એટલે ખ્રીસ્તને વળગી રહ્યો નહિ, માટે મારામાંથી તે લાગણી જતી રહી." આવા દુ:ખમય અનુભવમાં તેણે આ સુંદર ગીત રચ્યું :

"એકવાર હતું તે સુખ,
હાલ તો છે તે પ્રભુ;
એકવાર હતી તે લાગણી,
હાલ છે તેની વાણી;
એકવાર ચાહતો દાનને,
હમણાં ચાહું દાતાને;
એકવાર શોધતો આરોગ્યતાને,
હાલ શોધું તેને પોતાને."

આ વાત તેને એટલી બધી સ્પષ્ટ થઇ કે તેણે તેના બોધમાં એવું શિખવ્યું નહોતું કે આપણે આ જગતમાં સંપૂર્ણ થઇ શકીએ છીએ, પણ પવિત્ર થએલા વિશ્વાસ કરનારમાં સંપૂર્ણ ખ્રીસ્ત વાસો કરે છે, એવું શિક્ષણ આપ્યું. તે એવું શિખવતો કે, "પવિત્રીકરણ તે માનવી આત્મસુધારો કે સંપૂર્ણતા નથી, પણ ઇશ્વરી પવિત્રતા છે. તે તો માનવી જીવનમાં દેવની પોતાની સંપૂર્ણતાના જીવન અને શુદ્ધતાનો પ્રવાહ થવો તે, અને પ્રભુની પોતાની ઇચ્છાનો મનુષ્યના જીવનમાં અમલ થવો તે છે."

ડૉ. સિમ્પ્સન એવું માનતો હતો કે આ પવિત્રીકરણ (હાલને માટે) સંપૂર્ણ છે, પણ જેવું સંપૂર્ણ થવાનું છે તેવું હજી સુધી કરવામાં આવેલું નથી. "પૂરા પવિત્ર કરાએલા" એ નામના ચોપાનિયામાં આ બાબત વિષે તે સારો ખુલાસો આપે છે. ઇસુ 'આપણા વિશ્વાસનો અગ્રેસર તથા તેને સંપૂર્ણ કરનાર" છે, અને તેને પૂર્ણાર્પણ થએલા અંત:કરણનું ખરૂં લક્ષણ તો જાથુ દેવા અને લેવામાં છે. પવિત્રીકરણના આ મત પ્રમાણે આપણી આત્મિક પ્રગતિને અસીમ અવકાશ મળે છે. આમાં પવિત્રીકરણનું ક્રમિક રૂપ છે. તેની શરૂઆત ભુંડાઇથી તદ્દન જુદા થઇ પોતાને દેવને અર્પણ કરવાથી થાય છે, અને તે હાલ ખ્રીસ્તની સર્વ સંપૂર્ણતા સુધી ગતિ કરે છે, તથા ખ્રીસ્તના સંપૂર્ણ માનવપણાના કદના પરિમાણને પહોંચતાં સુધી તે વધ્યા કરે છે, એટલે સુધી કે આપણા અસ્તિત્વનો દરેક અંશ અને આપણા જીવનનો દરેક અંશ પ્રભુથી ભરપૂર થાય છે, અને તે તેની કૃપા અને મહિમા મેળવવાનું તથા તેને પરાવર્તન કરવાનું સાધન બને છે.

લુઇવીલમાં ડૉ. સિમ્પ્સને જે જીવન ગાળ્યું તેનો બારીક અભ્યાસ કરવાથી સમજ પડે છે કે આ મહાન સત્યો સંપૂર્ણ રીતે એકાએક તેને પ્રાપ્ત થયાં નહિ. ઇ. સ. ૧૮૭૪માં મહા બારીક પ્રસંગની ઘડી તો આવી, પણ "દેવના લોકોને સારૂ વિશ્રામનો જે વાર હજી રહેલો છે" તેમાં તો તેણે ઇ. સ. ૧૮૮૧માં પ્રવેશ કર્યો; અને ત્યારથી તે આત્મા, મન અને તનને માટે ખ્રીસ્ત સર્વ રીતે સંપૂર્ણ છે, એવું સતત્ ભાન રાખીને પોતાનું કામ કરતો.

સખત અનુભવદ્વારા પ્રભુએ તેને દોર્યો. તે કહે છે કે, આત્મિક અનુભવના આ અણીના પ્રસંગે મેં એક વૃદ્ધ, અનુભવી મિત્રની સલાહ માગી, ત્યારે તેણે મને એવો જવાબ આપ્યો કે, 'જે આશીર્વાદો તમે શોધો છો તે તમને મળે, અને તમારી જીંદગી દેવનું પરાક્રમ બને, એવું તમે ચહાતા હો તો તમારો આત્મઘાત થવાની જરૂર છે.' એ ઉત્તર સાંભળીને મને ધ્રાસ્કો પડયો. ખરૂં

પૂછો તો એ સંદેશાના ધ્રાસકાથીજ ત્યારે તો લગભગ મારો આત્મ-ઘાત થઇ ગયો, પણ પ્રભુદ્વારા મારી કેળવણી પૂરી પણ થઇ નહોતી, ત્યાર પહેલાં તો જે એક મહાન સત્ય હું કંઇક અંશે શીખી ગયો હતો, અને ત્યારથી શીખતો આવ્યો છું તે એ કે, 'કોઇ પણ બાબતનો નિર્ણય મારા પોતાનાથી કરવાને હું યોગ્ય નથી.' આ બાબતમાં તે મુસાનો જોડીઓ થાય છે; કારણ કે "ઐશ્વરી એધાણીઓ" (Divine Emblems) નામના બીજા એક ચોપાનિયામાં તે લખે છે કે, "મુસા જે સૌથી નાનો અને સૌથી નબળો થઇ ગયો હતો તેને પ્રભુ કહે છે કે, "તું કામ કરવાને હવે યોગ્ય થયો છે; તો હવે, મુસા, હું તારી લાકડી લઇને તેથી ફારૂનના ભુજ ભાંગી નાખવાનો છું, અને મારા લોકને માટે માર્ગ ખુલ્લો કરવાનો છું, અને તેમને માટે અરણ્યના ખડકમાંથી પાણી કાઢીશ, અને હું તને પરાક્રમી હથિયાર બનાવવા તૈયાર છું."

તે વખતે તેની આત્મિક ઉત્કંઠા કેટલી બધી તીવ્ર હતી અને જે મહાન સત્યનો તે આગળ જતાં ખાસ પ્રદર્શક થવાનો હતો તે સત્ય પ્રતિ પ્રભુનો આત્મા તેને કેવી અજબ રીતે દોરી ગયો, તે નીચેના વૃત્તાંતમાં બતાવેલું છે. તે કહે છે કે, "હું મારી શરૂઆ-તની ધર્મસેવાના વખતમાં એક વખતે હજાર મૈલ છેટે શીકાગો શહેરમાં ભરાનાર મિ. મુડીના ધર્મોપદેશકોના મેળાવડામાં જવાની મુસાફરીએ નીકળ્યો. સાંજના છ વાગ્યાને સુમારે હું ત્યાં પહોંચ્યો, ને પહેલી સભામાં ગયો. મિ. મુડીનું ભાષણ તો તે વખતે મેં કંઇ પણ સાંભળ્યું નહિ; પણ એક સાદો અને ઉત્સાહી તેજસ્વી ચહેરાનો ઉપદેશક બોલવા ઉઠયો; તેણે કહ્યું કે, 'મિ. મુડી મને કંઇ મદદ કરશે એવી આશાથી હું અહીં આવ્યો હતો, પણ ગઇ રાતે મેં ઇસુને જોયો અને મને તેનાં એવાં દર્શન થયાં કે હું જીવું ત્યાં સુધી મારે હવે બીજું કંઇ જોઇશે નહિ.' તેણે હાલેલૂયા કહીને પોતાના ભાષણની સમાપ્તિ કરી. મારા હૃદયને કંઇક થઇ આવ્યું; અને મને જાણે કોઇ એમ કહેતું હોય કે, 'જેની તને જરૂર છે તે તો ઇસુ છે,

તેની પાસે જા,' એવું મને લાગ્યું. રાતે હું પાછો ગાડીએ ચઢી બેઠો. મેળાવડામાં તો હું ગયોજ નહિ. દેવળને પડખે જ્યાં મારી ઑફિસ હતી ત્યાં હું ગયો, અને મને ઇસુ મળે નહિ ત્યાં સુધી મેં તેના ચરણ આગળ ઉંધે મોઢે પડી પ્રાર્થના કર્યા કરી; અને આખરે દેવની સ્તુતિ થાઓ કે, તેણે આ શબ્દો બોલવાને મને કંઇક અંશે શક્તિમાન કર્યો :

જોયો મેં ઇસુને, મુજ હૃદય છે સર્વ પ્રતિ મૃત,
જોયો મેં ઇસુને, પૂરી થઇ મારી સર્વ અગત,
જોયો મેં ઇસુને, મુજ હૃદય થયું તૃપ્ત,
તૃપ્ત થયું ઇસુ થકી.

જે નવો ચારો મિ. સિમ્પસનને મળ્યો હતો, ત્યાં તેનાં પ્રિય ઘેટાંને દોરી જવાને તે નિષ્ફળ નીવડયો ; અને તે પરથી તે એક નવો પાઠ શીખ્યો. તેની મંડળીના લોકો તેના સુવાર્તામય બોધમાં હરખાતા અને અભિમાન કરતા હતા, અને મંડળી બહારના લોકોને સુવાર્તા પ્રગટ કરવાને મિ. સિમ્પસને સાર્વજનિક હૉલમાં ભાષણ આપવા માંડયાં, ત્યારે તેઓએ પોતાનું દેવળ છોડીને ત્યાં તેની પાછળ જવાનું અપૂર્વ પગલું ભર્યું. પણ આત્મભોગને રસ્તે તેઓ અડધે સુધીજ ગયા, અને દેવું કરીને એક ભવ્ય દેવળ બાંધ્યું પણ તેથી તેનો ધારેલો મનોરથ પૂરો પડયો નહિ. વળી આ ગીરો મૂકેલી મિલકત છોડી લેવામાં આવે નહિ ત્યાં સુધી તેણે પગાર લેવાની સખત ના પાડી, પણ એથી તેઓનાં મન પર કંઇ અસર થઇ નહિ ; આથી તેના જરાકમાં લાગી આવે એવા મનને ભારે લાગણી થઇ. તેના અથાગ પ્રયત્નો કરતાં પણ આ કારણથી તેની શારીરિક તંદુરસ્તી એટલી બધી લથડી ગઇ કે, તેને એમ લાગ્યું કે, હવે મારા પાળક તરીકેના કામનો અંત આવ્યો. પણ આજ વખતે એક વિશાળ સેવાક્ષેત્ર તેની આગળ ઉઘડયું, અને 'પૃથ્વીના છેડા સુધી' સુવાર્તા પ્રસારવી એજ તેનું લક્ષ્ય થયું.

ત્રીજો બારીક પ્રસંગ તો એક ભયંકર માંદગી પછી આવ્યો. તેનું શરીર એટલું બધું તો લેવાઈ ગયું હતું કે તેની આગળ માણસોના સર્વ ઉપાયો વ્યર્થ ગયા. ત્યારે તેને માલમ પડ્યું કે, "આપણા શરીરમાં ખ્રીસ્તનું જીવન દેખાય," એ ઉદ્ધારની એક શરત છે, અને આ ઉદ્ધાર વડેજ "અમને તો ખ્રીસ્તનું મન છે." આ કેવી રીતે થયું તે સંબંધી તે હવે આપણને કહેશે.

## પ્રકરણ ૭ મું.

## શરીરને માટે દિવ્ય જીવન.

મિ. સિમ્પસન ન્યુ યોર્ક શહેરમાં પાળક હતો ત્યારે તેને શરીરને માટે દિવ્ય જીવનની જરૂર છે, એ વાતનો મર્મ જણાયો, અને શારીરિક સાજાપણાનો એવો અનુભવ થયો કે, આ અનુભવથી તેણે પાંત્રીશ વર્ષ સુધી એવી રીતે સખત મહેનત કરી કે અતિ ઘણા લોકો તેથી આશ્ચર્ય પામતા.

થોડાં વરસો ઉપર જ્યારે લુઇવીલમાં તે પાળક હતો તે દરમિયાન તેની મંડળીમાંના એક જુવાન માણસને પક્ષઘાત થયો હતો, અને તે સાજો થયો. આથી તેના પર જે ઉંડી અસર થઇ તેનું વર્ણન તે આ પ્રમાણે કરે છે.

"આ બીનાથી મારા મન પર જે અસર થઇ તે મારા મનમાંથી કદી જતી રહી નહિ. ત્યારથી મેં પ્રભુને મને સાજો કરનાર ગણ્યો, અને જ્યાં સુધી મેં તેના પર ભરોસો રાખ્યો ત્યાં સુધી તેણે અજાયબ જેવી રીતે મને નીભાવી રાખ્યો. પણ થોડા વખત પછી એમ બન્યું કે મેં કંઇ આત્મિક શિક્ષણ લીધું નહિ, અને એક ધર્મચુસ્ત ખ્રીસ્તી વૈદ્યે મને કહ્યું કે, એ તો માત્ર એક જાતનો અહંકાર છે. તે સલાહ માની મેં એકલા દેવ પર આધાર રાખવાનું છોડી દીધું; પરિણામે મેં કેટલાંક વરસો આમતેમ તરફડિયાં માર્યાં અને ઠોકરો ખાધી. પણ દેવ એવીજ રીતે સાજા કરે છે એવા કેટલાક છુટાછવાયા દાખલા મારા સાંભળવામાં આવ્યા ત્યારે તે વિષે મારા મનમાં કંઇ સંદેહ કે પ્રશ્ન ઉઠયો નહિ. તોપણ આ સત્યનું મારા ઉપર કંઇ ખરેખરૂં વ્યાવહારિક કે અસરકારક જોર ચાલ્યું નહિ, કારણ કે તંગીને પ્રસંગે મારે પ્રભુ પર ભરોસો રાખવો જોઇએ, એવી સ્પષ્ટ સાબિતી મને મળી છે, એવું મને કદીજ લાગ્યું નહિ."

આ અનુભવ કંઇ અસાધારણ નહોતો. પ્રભુના હજારો ધર્મ-ચુસ્ત સેવકોનો અનુભવ એવોજ છે. કેટલાક તો એવા અબુદ્ધ હોય છે કે તેઓ કહે છે કે, પવિત્ર શાસ્ત્રમાં આ જમાનાને માટે એ કરતાં કંઇ વિશેષ સારો ઉપાય બતાવેલો નથી, મતલબ કે પ્રભુ પરજ ભરોસો રાખવો અને દવાદારૂ કરવાં નહિ. મિ. સિમ્પસનને આવા લોકોની ઘણી દયા આવતી હતી, કારણ કે તે જાણતો હતો કે ખ્રીસ્તનું જીવન તન, મન અને આત્માને માટે છેજ; અને એવી માન્યતા પ્રતિ પવિત્ર આત્માએજ તેને દોર્યો હતો. આ તેની જીંદગી પર્યંતની અને છેલ્લામાં છેલ્લી સાક્ષી છે, માટે તે સંબંધી તેના પોતા-નાજ શબ્દોમાં તેની વાત સાંભળીએ :

"વીશ કરતાં વધારે વરસોથી હું શારીરિક નબળાઇ અને મંદવાડથી પીડાતો હતો. સખત અભ્યાસ કર્યા પછી ચૌદમે વરસે જ્યારે હું કોલેજને માટે તૈયારી કરતો હતો, ત્યારે હું મરવા જેવો માંદો પડયો. એક વૈદ્ય મને કહ્યું કે ઘણા મહિના સુધી તારે ચોપડી ભણી નજર પણ કરવી નહિ. આ વખતે હું મોતની નજીક આવી પહોંચ્યો હતો, અને જાણે મરતાં મરતાં મેં પોતાને દેવને સોંપ્યો. કોલેજનો અભ્યાસ પુરો કર્યા પછી એકવીશમે વરસે હું એક શહેરની મોટી મંડળીનો પાળક થયો, અને અતિશય કામ કરવાથી મને હૃદયનું દુઃખ લાગુ પડયું અને ઘણા મહિના સુધી આરામ લેવા જવું પડયું. પાછો આવ્યા પછી મને લાગ્યું કે હું મરી જવાનો. ધીમે ધીમે હું સાજો થવા લાગ્યો, ને રોગ મટાડવાની તથા અટકાવવાની દવાનો ઉપયોગ કરીને મેં ઘણાં વરસો સુધી કામ કર્યું. ઘણાં વરસો સુધી આમોનિયા ( નવસાર )ની સીસી મેં ગજવામાંજ રાખી. એ સીસી વગર મારાથી બહાર નીકળાતું નહિ, અને જો ભોગજોગે નીકળું તો તરતજ મને તાણ થતી. વખતોવખત જરા પણ ચઢવાનું આવે કે સીડી પર ચઢવું પડે, તો મારૂં ગળું રૂંધાવાનું દુઃખ ઉથલો મારતું. મારા શરૂઆતના પાળકકાર્યમાં બોધાસન પર બોધ કરતાં કરતાં

પડી જવાની અથવા દફનક્રિયા કરતાં કરતાં કબરમાં પડી જવાની મને સેંકડો વાર બીક લાગી હશે, અને એ તો એકલો પ્રભુજ જાણે છે.

"બીજી બે વખત મંદવાડે મારા પર ભારે હુમલા કર્યા, અને તે ઘણો વખત ચાલ્યા. આ વખતે હું છેક ગળાઇ ગયો, અને મને વારેવારે એમજ લાગતું કે હવે મારી ઘડીઓ ગણાય છે, અને મારી જીવનદોરી અતિ બારીક હોવાથી તુટું તુટું થઇ રહી હતી.

"ખ્રીસ્તને મને સાજો કરનાર તરીકે મેં સ્વીકાર્યો તે પહેલાં થોડા મહિના અગાઉ ન્યુ યૉર્કના એક પ્રખ્યાત વૈદે મને કહ્યું હતું કે, હવે તું થોડાજ મહિના નભશે.

"ઉનાળામાં હું સારાટોગાનાં ઝરણોએ ગયો. હું ત્યાં હતો તે દરમિયાન એક વિશ્રામવારે બપોરે હું બાગમાં ગયો. ત્યાં એક ધર્મસભા મળી હતી, અને તેમાં કેટલાક લોકો ગાયન ગાતા હતા; તે વખતે મારૂં મન બહુ ગમગીન થઇ ગયું; અને જીંદગીની બધી બાબતો મને તેજહીન અને શુષ્ક લાગી. એવામાં એકાએક મેં આ ટેક સાંભળી :

'પ્રભુઓનો પ્રભુ છે મારો ઇસુ :
તેના જેવું કોઇ બીજું કરી શકે નહિ.'

"ફરી ફરીને ઘણાજ મૃદુ સ્વરે, અને વળી ગગન સુધી પહોંચે એવા ઉંચા સ્વરે તેઓ ગાતા કે,

'તેના જેવું કોઇ બીજું કરી શકે નહિ,
તેના જેવું કોઇ બીજું કરી શકે નહિ.'

"આ ગાયને મને મોહની લગાડી, અને મારૂં ચિત્ત હરણ કર્યું. એ તો મને આકાશવાણી જેવું લાગ્યું. તેણે મને વશ કરી લીધો. મેં પણ ઇસુને મારો પોતાનો પ્રભુઓનો પ્રભુ માની લીધો, ને મારેજ માટે કામ કરનાર ગણ્યો. તેમાં કેટલો બધો અર્થ હતો તે હું

સમજ્યો નહિ, તો પણ સમજ્યા વગર મેં તેને માની લીધો, પછી અજબ રીતે મારા મનમાં આનંદ માનીને હું ત્યાંથી ચાલ્યો ગયો.

"થોડાં અઠવાડિયાં પછી હું મારા કુટુંબ સાથે હવા ખાવાને દરિયા કિનારે ગયો. તે દરમિયાન હું સમુદ્ર કાંઠેજ રહેતો, અને કોઇ કોઇ વખત સભાઓમાં જતો, પણ ફક્ત એક બે વખતજ મેં તેમાં ભાગ લીધો; અત્યાર સુધી પ્રભુથી સાજાપણું મળે છે એ વાત મેં પૂરેપૂરી રીતે માની નહોતી. ઘણા લોકોને મેં એવી સાક્ષી પુરતાં સાંભળ્યા હતા કે જેમ તારણને માટે ખ્રીસ્ત પર વિશ્વાસ રાખીએ છીએ, તેમજ સાજાપણાને માટે પણ ખ્રીસ્તના વચન પરજ વિશ્વાસ રાખવાથી અમે સાજા થયા છીએ. આથી બાયબલ તરફ મારૂં મન ખેંચાયું. ગમે તે એક વાત નક્કી કરવી એવા ઠરાવ પર હું આવ્યો. હું કોઇ માણસને પૂછવા ગયો નહિ, તેથી મને બહુ આનંદ થાય છે. હું કોઇની પણ મદદ કે દોરવણી વગર, મારૂં બાયબલ ઉઘાડું રાખીને ખ્રીસ્તને પગે પડયો, અને મને ખાતરી થઇ કે જેઓ તેના વચનનો અંગીકાર કરી તેના પર વિશ્વાસ કરવા માગતાં હોય તે સર્વને માટે, અને પાપી અને દુ:ખી દુનિયાને માટે ખ્રીસ્તની મહિમાવાન સુવાર્તાનો આ તો એક અંશ છે.

"મારે માટે આટલુંજ બસ હતું. આ વાત પર વિશ્વાસ રાખીને તે પોતાને માટે ન સ્વીકારૂં એમ તો થાય એવું નહોતું, કારણ કે મને લાગ્યું કે, પ્રભુના શાસ્ત્રમાંનું કોઇ પણ સત્ય ફક્ત એક મત તરીકે માનવાની કે જેની મેં જાતે ખાતરી કરી ન હોય તે વાત બીજાને શિખવવાની મારી છાતી ચાલે એમ નથી. તેથી શુક્રવારને એક દિવસે ત્રણ વાગતાં હું ઝાડીમાં નીકળી ગયો—તે ચોક્કસ જગાની પણ મને શરત છે—ત્યાં મેં મારો જમણો હાથ આકાશ ભણી ઉંચો કર્યો, અને જાણે હું પ્રભુને મોઢેમોઢ જોતો હોઉં તેમ તેની સમક્ષ મેં નીચેની ત્રણ મોટી અને જીંદગીભરની પ્રતિજ્ઞાઓ કરી:

૧. "ન્યાયકાળને દિવસે મારે તને મળવાનું છે, માટે આ (ઇશ્વરથી સાજાપણું) સત્ય તે તારા પવિત્ર શાસ્ત્રનો અને ખ્રીસ્તની સુવાર્તાનો એક ભાગ છે, એવું હું ગંભીરતાથી માન્ય કરૂં છું, ને જો તું મને મદદ કરે તો, હું તને ત્યાં મળું ત્યાં સુધી હું તેના વિષે કદી અંદેશો આણીશ નહિ.

૨. "તે દિવસે મારે તને મળવાનું છે, માટે જીંદગીનું કામ પુરૂં થતાં સુધી મારી શારીરિક સઘળી ગરજોને માટે હું ખ્રીસ્તને મારા શારીરિક જીવન તરીકે માન્ય કરૂં છું, અને આ પળથી માંડીને તે મારૂં જીવન અને સામર્થ્ય થાય છે, એ વાતનો અને મારે માટેની તેની સર્વ ઇચ્છા સંપૂર્ણ રીતે પૂરી થાય ત્યાં સુધી સર્વ સંજોગોમાં તે મને સંભાળશે એ વાતનો, હે પ્રભુ, તારી મદદ હોય તો, હું કદી અંદેશો આણીશ નહિ.

૩. "તે દિવસે મારે તને મળવાનું છે, માટે હું પ્રભુના મહિમાને અર્થે તેમજ બીજાઓના હિતને અર્થે આ આશીર્વાદનો ઉપયોગ કરવાનું ગંભીરતાથી વચન આપું છું; અને પ્રભુ જેમ મને બોલાવે અથવા ભવિષ્યમાં જેમ બીજાને મારી જરૂર પડે તેમ તે આશીર્વાદ વિષે બોલવાનું હું વચન આપું છું.

"હું ઉઠયો. એટલામાં થોડોજ વખત ગયો હતો તોપણ મેં જાણ્યું કે કંઇક મને થયું. પ્રભુની સમક્ષતા મારી સાથે છે, એવું મારા આખા શરીરની નસેનસમાં મને લાગ્યું. મારા શરીરમાં ઠીક હતું કે કેમ તેનું મને ભાન નથી—તેનો તો મેં વિચારજ કર્યો નહિ—પણ હવેથી તે દેવના કબજામાં હતું એવું માનવું અને જાણવું, એમાંજ મારો પૂર્ણાનંદ હતો.

"પછી વિશ્વાસની કસોટી થઇ. પહેલી કસોટી તો હજી હું ત્યાં ને ત્યાંજ હતો એટલામાંજ થઇ. જાણે કોઇ મને એમ કહેતો હોય કે, હવે તો તેં દેવને તને નિરોગી કરનાર માની લેવાનો ઠરાવ કર્યો છે; હવે જો તું તારા મિત્રને ત્યાં જઇને તેની પાસે તું પ્રાર્થના કરાવશે તો

એથી તને મદદ મળશે! પળવાર તો મેં તે અવાજને કાન દીધો. પણ બીજીજ પળે મને એવું લાગ્યું કે મારા મગજને એવો તમાચો વાગ્યો કે બહેર મારી ગએલા કે બેશુદ્ધ થએલા માણસની પેઠે મને ફેર આવવા લાગ્યા. હું બોલી ઉઠયો, "પ્રભુ, મેં હમણાં શું કર્યું છે?" મને લાગ્યું કે મારે માથે કોઇ મોટું જોખમ છે. તરતજ મને પેલો વિચાર ઝટ આવ્યો કે, 'આ પ્રસંગ પહેલાં તે સૂચના થઇ હોત તો ઠીક હતું, પણ હવે તો તેં હમણાંજ હમેશને માટે એ બાબત વિષે ઠરાવ કર્યો છે, અને પ્રભુને કહ્યું છે કે, એવું થઇ ચૂક્યું છે તે સંબંધી હું કદી સંદેહ લાવીશ નહિ, તો હવે તેનું પુનરાવર્તન કરવાનો પ્રયત્ન કરવો નહિ.' વિજળીના ચમકારા જેવું મને તે લાગ્યું, અને વિશ્વાસ એટલે શું તે તેજ પળે હું સમજ્યો; અને દેવની સાથે વિશ્વાસુ થઈ રહેવું તે કેવું ગંભીર છે તે મેં જાણ્યું. આ તમાચાને લીધે મેં વારંવાર દેવનો આભાર માન્યો છે. મને સમજણ પડી કે પ્રભુની સાથે કંઇ પણ વાત એક વાર નક્કી થઇ ગઇ, એટલે તે ફરીથી કદી પણ અનિશ્ચિત થાય નહિ, કે તેને ફરીથી કરવાની જરૂર પણ રહે નહિ. એક વાર તે થઇ એટલે તે ફરી કદી ના થઇ થવાની નથી, અથવા જાણે કંઇ રહી ગયું હોય તેમ, તેને ફરીથી કરવાની પણ જરૂર રહેતી નથી. જે વિશ્વાસના કામને માટે પાછળથી પ્રભુએ મને તેડયો તેની શરૂઆતના દિવસોનો વિચાર કરતાં મને લાગે છે કે, પ્રભુની સમક્ષતા તથા તેનાં વચનોને લીધે થતા આનંદ અને પરમાનંદથી જેટલી મને મદદ મળતી હતી તેટલીજ મદદ પ્રભુ સંબંધી સંદેહ રાખવાના પવિત્ર ભયથી મને મળતી હતી. મારા બાયબલમાં આ નાનું વચન વારંવાર ધગધગતા અંગારાની પેઠે પ્રકાશતું: જો કોઇ પાછો હઠે, તો તેનામાં મારા જીવને આનંદ થશે નહિ. જે કરાર મેં કર્યો હતો તે કરારની નિશ્ચયતા તથા સંપૂર્ણતા સંબંધી મારા મનમાં સંદેહ ઉપજાવવો, એજ દુશ્મનનો હેતુ હતો, પણ પ્રભુએ તેની દયાથી તેમ થવા ન દીધું.

"બીજે દિવસે હું ન્યુ હેમ્પશાયર નામના પ્રાંતના પહાડ પર જવા નીકળ્યો. બીજે વિશ્રામવારે એટલે સાજાપણાની મારી કબૂલાત પછી બે દિવસે મારી બીજી એક કસોટી થઇ. એ વખતે એક દેવળમાં મને બોધ કરવાનું સોંપવામાં આવ્યું. પવિત્ર આત્મા કોઇ એક ખાસ સાક્ષી આપવાનું મારા પર દબાણ કરતો હતો, એમ મને લાગ્યું. પણ હું તો જે વિષય મેં અગાઉથી પસંદ કર્યો હતો તે પર ભાષણ કરવાને ઉભો થયો. ભાષણ પવિત્ર આત્મા સંબંધી હતું, અને ઘણીવાર તેથી સાંભળનારા પર સારી અસર થઇ હતી, પણ તે વખતને માટે તે પ્રભુનો સંદેશો નહોતો, એટલી તો મને ખાતરી છે. તે વખતને માટે તો પ્રભુની ઇચ્છા એવી હતી કે, મને તેણે જે જે બતાવ્યું છે તે હું લોકોને કહી બતાવું. પણ મારો પ્રયત્ન તો રૂઢીને અનુસરવાનો તથા માનવંત થવાનો હતો; તેથી તે મને ભારે થઇ પડયું. મારાં જડબાં સીસાના ગઠ્ઠા જેવાં જડ થઇ ગયાં, અને મારા હોઠ મુશ્કેલીથી ઉપડ્યા. જેમ બને તેમ ઉતાવળે મારૂં ભાષણ પૂરૂં કરીને હું તો નજીકના ખેતરમાં જતો રહ્યો; ત્યાં હું પ્રભુ આગળ ઊંધો પડયો, મારી ભૂલ બતાવવાની તથા તે મને માફ કરવાની મેં પ્રભુને વિનંતી કરી. ઘણી કૃપાથી પ્રભુએ તેમ કર્યું, અને તેના સંબંધી સાક્ષી પુરવાનો તથા તેને મહિમાવાન મનાવવાનો તેણે મને બીજો પ્રસંગ આપ્યો. તેજ રાતે અમારી વીશીમાં સભા ભરાઇ, અને ફરીથી મને બોલવાની છૂટ મળી. આ વખતે તો પ્રભુ મારે માટે જે જે કરતો આવ્યો હતો તે મેં કહી દેખાડયું. હું બહુ બોલ્યો નહિ, પણ મુશ્કેલીથી જે કંઇ બોલું તે સત્ય બોલવાનો પ્રયત્ન કર્યો. પ્રભુ ઈસુને મારા શરીરનો સાજા કરનાર તરીકે વધારે સંપૂર્ણ રીતે મેં જોયો હતો, ને વળી તેને મારો થવાને મેં સ્વીકાર્યો છે એટલુંજ નહિ પણ તે વિશ્વાસુ તથા પુરતો છે, એ બધા સંબંધી મેં લોકોને કહી બતાવ્યું. મારી લાગણી કે અનુભવ સંબંધી નહિ પણ પ્રભુ ઈસુ તથા તેના વિશ્વાસુપણા વિષે સાક્ષી પુરૂં, એજ પ્રભુની ઇચ્છા હતી. મને ખાતરી છે કે, જે સર્વ

તેના પર ભરોસો રાખે છે તેઓને તેના પૂર્ણ આશીર્વાદનો અનુભવ થાય તે પહેલાં તેઓ તે વિષે સાક્ષી પુરે એવું તે માગે છે. મન ખાતરી છે કે, મને સાજાપણું મળ્યું છે, એવી મને ખાતરી થાય ત્યાં સુધી જો હું થોભ્યો હોત તો હું મારી તંદુરસ્તી ગુમાવી બેસત.

બીજે દિવસે ત્રીજી એક કસોટી થઇ. પાસેજ ૩,૦૦૦ ફુટ ઉંચો એક પહાડ હતો. તેના પર કેટલાક માણસોની એક નાની ટોળી ચઢવાની હતી, અને મને તેઓએ કહ્યું કે, તમે પણ અમારી સાથ આવો. હું તો તરતજ ગભરાઇ ગયો. ઉંચે ચઢવાથી મને જે બીક લાગતી હતી, તથા કદી ઉંચા પહાડ પર નહિ ચઢવાનો મેં સ્વિટ્ઝર્લાંડ અને ફ્લોરેન્સમાં ભયસહિત ઠરાવ કર્યો હતો, તે બધું મને યાદ આવ્યું.

"પછી મારા મનમાં એક ગંભીર વિચાર આવ્યો, તે જાણે એમ કહેતો હોય કે 'તને પહાડ પર ચઢવાની બીક લાગે છે, તેનું કારણ એજ છે કે, પ્રભુએ તને સાજો કર્યો છે, એવું તું માનતો નથી. તેને જો તારા બળ તરીકે તેં માની લીધો હોય, તો જે કંઇ તે તને કહે તે કરવાને તારે બીવાની કંઇ જરૂર નથી.'

મને લાગ્યું કે આ વિચાર દેવ તરફથી છે. વળી મને એવું પણ લાગ્યું કે જો હું આ વખતે નહિ જાઉં તો મારી બીક તો ચોકખો અવિશ્વાસ ગણાશે, તેથી મેં પ્રભુને કહ્યું કે, હે પ્રભુ, તારા સામર્થ્યમાં હું જઇશ.

"તેથી તે પહાડ પર હું ચઢયો. પ્રથમ તો મને લાગ્યું કે મારો દમ નીકળી જવાનો. જુની સઘળી નબળાઇ અને દહેશત મને લાગી. મને લાગ્યું કે મારામાં કંઇજ તાકાત રહી નથી; પણ મારી નબળાઇ અને દુ:ખમાં મને ભાન આવ્યું કે મારી સાથે બીજો કોઇએક છે. ઇશ્વરી બળ મારી આગળ ધરી રાખવામાં આવ્યું હતું, જો હું તે લઉં, તેનો હક કરૂં, તેને પકડી રાખું અને તેમાં લાગુ રહું તો. હું પહાડની ટોચે પહોંચ્યો ત્યારે જાણે હું આકાશને દરવાજે

પહોંચ્યો હોઉં એમ મને લાગ્યું. બધી નબળાઇ તથા બીક તો મારા પગ આગળ પડેલી હતી. દેવની સ્તુતિ થાઓ, કારણકે ત્યારથી દૈહિક તેમજ આત્મિક રીતે મને નવું હૃદય મળ્યું છે, અને ખ્રીસ્ત તેનું મહિમાવાન જીવન થયો છે.

"ઘણીવાર પ્રભુએ આ કસોટી ઘણી સખત કરી. હું સાજો થયો ત્યાર પછી થોડેક મહિને પ્રભુએ મને ખાસ કામ સોંપ્યું, જેમાં મારે પાળક, સાહિત્ય અને સુવાર્તાને લગતું કામ કરવાનું હતું; ત્યારથી માંડીને અત્યાર સુધી મારો બધો વખત તથા મારી બધી શક્તિ મેં આજ કામમાં રોકેલાં છે, અને મારી આખી જીંદગીમાં આગળ કરેલી બધી મહેનત કરતાં તેમાં મને ઘણો શ્રમ પડેલો છે. તો પણ ખ્રીસ્તના માન અને મહિમાને અર્થે હું સાક્ષી પૂરવા ઇચ્છું છું કે એમાં મને જાથુ આનંદ થાય છે, અને આગળનાં વરસોનાં સર્વે નજીવાં કામો કરતાં આ કામ મને વધારે સહેલું લાગે છે. તોપણ નિરંતર મને આટલું ભાન તો રહે છે કે, એ કામમાં હું મારૂં પોતાનું કુદરતી બળ વાપરતો નથી. શારીરિક રીતે તો હું પહેલાંના કરતાં કંઇ વિશેષ જબરો હોઉં એવું મને લાગતું નથી. પળેપળ મને એવું ભાન રહે છે કે, પ્રભુ તરફથી મને શક્તિ મળે છે, અને મારા કામની અગત્ય પ્રમાણે તે મને મળ્યા કરે છે; અને હું માનું છું તથા મને ખાતરી થએલી છે કે મારા મર્ત્ય શરીરમાં ખ્રીસ્તનું જીવન પ્રગટ થાય છે, એ સિવાય એ બીજું કંઇજ નથી. કોઇના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થાય, એવું કરવાની મારી ઇચ્છા નથી; પણ હું તો મારી સાદી શાહેદી આપું છું, અને મારે મન તો તે ખરેખરૂં અને બહુજ અચંબો પમાડે એવું છે. 'તે તો પ્રભુ છે' એવું હું જાણું છું."

લોકોમાં એવો વિચાર પ્રચલિત છે કે, જે માણસ એકવાર સાજો કરાયો છે તે ત્યારથી દરેક જાતની બિમારીથી મુક્ત છે. દેહને માટે ઇશ્વરી જીવન સંબંધીનો ડૉ. સિમ્પસનનો વિચાર આથી તદન ઉલટો છે. તે તેના જીવનને માટે પ્રભુની સાથે નિકટનો અને નિરંતરનો સમાગમ રાખવાને બંધાએલો છે, એવું તેને લાગતું હતું.

આ વાત સમજાવવાને તે પોતાનો અંગત દાખલો આપે છે. એક વખતે ઑફિસ છોડયા પછી કેટલાંક કામનાં કાગળો ત્યાં રહી ગએલાં હોવાથી તેને ત્યાં પાછું જવું પડયું. તે વખત રાતનો હતો અને અંધારૂં થઇ ગયું હતું. ઑફિસમાંથી પ્રકાશ અને ગરમીનાં બધાં સાધનો લઇ જવામાં આવ્યાં હતાં. સગડીમાં રાખોડીનો ઢગલો હતો અને ચુલાની બેડે તેલનો મોટો સીસો પડેલો હતો. તેને લાગ્યું કે, લાવ, આ રાખના ઢગલા પર તેલ રેડું, તેલ રેડતાંજ એટલો બધો પ્રકાશ અને તાપ થયો કે પેલાં કાગળો તે ખોળી કાઢી શક્યો. તે કહે છે કે, "આ કાર્ય તો મને એક સરસ દૃષ્ટાંતરૂપ નીવડયું. એક વખત મારૂં શારીરિક બળ પેલી રાખોડીના ઢગલા જેવું ખલાસ થઇ ગએલું હતું; પણ પછી શું થયું? તેલનું એક વાસણ મને મળ્યું, એટલે પવિત્ર આત્મા મને મળ્યો; અને પ્રભુએ તે મારા નિર્ગત થએલા શરીર પર રેડયું, એટલે મારામાં દૈવી બળ આવ્યું; તે તો હર્ષ, અવિશ્રાંત ઉલ્લાસ તથા જુસ્સાથી ભરપૂર હતું; અને દેવના આ પ્રકાશ તથા જીવનમાં હું થાકી ગયા વગર કામ કરૂં છું, અને મારૂં કામ પૂર્ણ થાય ત્યાં સુધી એજ ઇશ્વર પોતાની સર્વ સંપૂર્ણતામાં મને સહાય આપશે એવો મને ભરોસો છે."

જીવનનું આ રહસ્ય સમજાવવાને ડૉ. રેવ. ડબલ્યુ. ટી. મેકઆર્થર નામનો એક પાદરી સાહેબ એક દાખલો આપે છે: "એક વખત મિ. સિમ્પ્સનને સખત શરદી થઇ હતી, અને તે ખરેખર માંદો થઇ ગયો હતો. તોએ એવી હાલતમાં તેણે શીકાગો શહેરમાં જે કામે તે આવ્યો હતો તે કર્યું, એટલે એક મેળાવડામાં તેને ભાષણ આપવાનું હતું, અને તે તેણે આપ્યું. સભા બરખાસ્ત થયા પછી હું તેની જોડે જોડે વીશીમાં ગયો. ત્યાં થોડીક વાર તે ચોગાનમાં બેઠો. તે ભારે દમ લેતો હતો અને તાવે બળું બળું થઇ રહ્યો હતો. મેં કહ્યું 'મિ. સિમ્પ્સન, હું તમારે માટે શું કરૂં?' તેણે કહ્યું, 'મિ. મેકઆર્થર. તમે આટલું કરો કે સલામ કરીને જાઓ; મારે તો પ્રભુની સાથે એકાંતમાં એકલા રહેવું છે.' આ રાતની બીના

હતી. સવારના પહોરમાં મેં તેને ટેલેફોન કર્યો. જો મને કંઇ પણ જવાબ મળ્યો ન હોત તોપણ મને કંઇ નવાઇ લાગત નહિ, પણ ટેલેફોનના ટકોરાની સાથેજ મેં તેનો સ્પષ્ટ અવાજ સાંભળ્યો. મેં તેની ખબરઅંતર પૂછી તેથી તે અજાયબ થયો, અને ઉલટું મને પુછ્યું કે, તમને કેમ છે? તમને બરાબર ઉંઘ આવી કે નહિ? તેજ વખતે તે ચારસેં મેલ છેટે એક મેળો ભરવાનો હતો ત્યાં જવા નીકળવાની તૈયારીમાં હતો. મારે પણ તે મેળામાં બોલવાનું હતું. તે ત્યાં પહોંચ્યો ત્યાર પછી ચોવીશ કલાકે હું પણ ત્યાં જઇ પહોંચ્યો. બધાએ તેના વિષે એકે મતે કહ્યું કે, આવી સારી હાલતમાં અમે અગાઉ તેને કદી જોયો નહોતો, અને આવી સારી રીતે અમે અગાઉ તેને કદી ભાષણ કરતાં પણ સાંભળ્યો નહોતો."

ડૉ. સિમ્પ્સને કેટલાંક વરસો ઉપર નયાકના વિદ્યાર્થીઓનો પોતાનો એક અનુભવ કહી સંભળાવ્યો હતો. તે આ પ્રમાણે હતો કે, એક વખત સવારની પહેલી ગાડીમાં જવાને હું મારા ઘેરથી નીકળી એક ટેકરી પરથી સડસડાટ ઉતરતો હતો, તેવામાં હું લપસી ગયો અને મારા ઘુંટણનું હાડકું ઉતરી ગયું. આથી મને એટલું બધું દરદ થયું કે મારાથી ઉભું પણ રહેવાયું નહિ. પછી બરફ પર બેસી જઇને મેં મારો ઘુંટણ પકડીને મનમાં પ્રાર્થના કરી તો એકાએક મને લાગ્યું કે, જાણે પ્રભુનો પ્રેમ પોતે મારા ઘુંટણને શેકતો હોય; અને દરદ તો કોણ જાણે ક્યાં નાસી ગયું, ને દુઃખને બદલે મને તો ઉલટો આનંદ થયો.

જેઓ પોતાની શારીરિક તંદુરસ્તીને માટે પ્રભુ પર ભરોસો રાખે છે તેઓ નિરંતર શારીરિક રીતે તંદુરસ્ત હોવા જોઇએ, એવું આપણે ધારીએ છીએ, પણ આપણી તથા બીજાઓની આત્મિક જીંદગીની દેખીતી અનારોગ્યતા વિષે આપણે કંઇ લક્ષમાં લેતા નથી, એ ખરેખર કંઇ ઓછું નવાઇ પમાડનાર નથી. પ્રેરિત યોહાન પોતાના મિત્રોને માટે પ્રાર્થનામાં પોતાની આતુર ઇચ્છા જણાવે છે

કે, "વહાલા, હું પ્રાર્થના કરૂં છું કે, જેમ તારો આત્મા કુશળ છે તેમ તું સર્વ વાતે કુશળ તથા તંદુરસ્ત રહે" (૩ યોહાન ૨). ડૉ. સિમ્પ્સનનું માનવું એવું હતું કે શરીરને માટેના દિવ્ય જીવનનું આ ખરૂં ધોરણ છે; કારણકે તેને મન તો શરીર, જીવ અને આત્માનો અરસપરસ સંબંધ એટલો ગાઢ હતો કે તેઓ એકબીજાથી જુદાં પડી શકે નહિ, અને તે દરેકનું પ્રભુની કૃપાથી સમાન રીતે પોષણ થાય છે.

# પ્રકરણ ૮ મું.

## ડૉ. સિમ્પ્સન ન્યુ યૉર્ક શહેરમાં.

ડૉ. સિમ્પ્સનને ન્યુ યૉર્ક શહેરમાં બોલાવવામાં આવ્યો, તેમાં ઇશ્વરની કૃપાયુક્ત યોજનાઓ દેખાઇ આવે છે. લુઇવીલમાં કરેલી તેની ધર્મસેવા સફળ થઇ હતી એટલુંજ નહિ, પણ તે ધર્મસેવા તેની જીંદગીનો એક જાણવાજોગ બનાવ થઇ ગયો. તે સમય જેટલો પ્રભુના લોકોને માટે ધર્મસેવાનો હતો, તેટલોજ તે પ્રભુના આ સેવકને માટે કેળવણીની શાળા જેવો હતો; અને તે નવા જીવન તથા નવી સેવાને માટે તૈયાર થઇ રહેલો હતો. તે અનુસાર તેણે ઈ. સ. ૧૮૭૫માં ન્યુ યૉર્ક શહેરની એક મોટી મંડળીનું આમંત્રણ સ્વીકાર્યું.

લુઈવીલ શહેરની મંડળીમાં જેવા સુવાર્તિક કામનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, તેવાજ સુવાર્તિક કાર્યને સારૂ ન્યુ યૉર્ક શહેર એક અનહદ વિશાળ ક્ષેત્ર હતું, માત્ર એટલુંજ કે તે કરવાને માટે શક્તિ જોઇએ. આવા કામને માટે તેને ખાસ બોલાવવામાં આવ્યો છે, એ વિષે તેને અગાઉ કદી થઇ હશે તેના કરતાં આ વખતે વધારે ખાતરી થઇ હતી; પણ એ કામ મંડળીમાં જે રૂઢી પ્રમાણે કામ કરવામાં આવે છે તે રીતે થઇ ન શકે એમ માનવાને તે પોતે તૈયાર ન હતો.

ઈ. સ. ૧૮૮૦માં તેના કામ સંબંધી એક વર્તમાનપત્રમાં એવું લખવામાં આવ્યું હતું કે, "પ્રભુના લોકોમાં ભારે ધર્મજાગૃતિ અને બળ આવ્યાં છે, અને જેઓ હજી ખ્રીસ્તની ગમ ફર્યા નહોતા તેઓમાંના ઘણા ઇસુ ખ્રીસ્તને તથા તેના તારણને શોધે છે." આ ધર્મજાગૃતિનો જુસ્સો ચાલુ રહ્યો, અને તેના અસાધારણ બોધથી તથા તેની પ્રેમમય ધર્મસેવાથી તે મંડળીને બહુ પ્રિય થઇ પડયો. તે

મંડળીના કેટલાક સભાસદો જેઓ હાલ હૈયાત છે, તેઓ હજી પણ તેનાં વખાણ કરે છે.

દેવળની હદમાં કે મંડળીની હદમાં ગમે તેટલી સફળતાથી કામ થયું હોય તો પણ તેથી આ વખતે મિ. સિંપ્સનને સંતોષ થાય એવું નહોતું, એ અત્યારે કહેવાની કંઇ જરૂર નથી. શહેરની ગીચ વસ્તીની મધ્યમાં જે મંડળી હોય તેની કેવી ફરજ છે તે સંબંધી તેનો પોતાનો જે વિચાર હતો તે તેના લોકોના મનમાં ઠસાવવા તેણે બે વરસ સુધી પોતાથી થાય તેટલું કર્યું. પણ લુઇવીલમાંની મંડળીએ ઘણાં વરસો સુધી તેની માગણીને જેવો ટેકો આપ્યો હતો તેવો પણ તેને આ ઠેકાણે મળ્યો નહિ. ત્યાંની મંડળીના લોકો અને મંડળીના આગેવાનો તેમના પોતાના ધર્મ બાબતના સંસ્થાપનને સારૂ તથા તેમની પોતાની હદમાંના કામને વિશાળ કરવાને સારૂ દરેક પ્રયત્નમાં તેને ટેકો આપતા, પણ મંડળીમાં નહિ મેળવાએલા લોકોને સુવાર્તા પ્રગટ કરવાની તેમની ઇચ્છા ન હતી, તેમજ સર્વ જેઓ બહારના છે, તેઓ જો સભામાં આવે તો તેમને માટે દેવળ તે જાણે ઘર કે ધર્મશાળારૂપ થાય તે પ્રયત્ન પણ તેઓને પ્રિય નહોતો.

કેટલાક લોકોની ખાસ માગણીથી ડૉ. સિંપ્સને તેના છેલ્લા જાહેર ભાષણમાં પોતાની જીંદગીના કેટલાક પાછલા બનાવો કહી સંભળાવ્યા. તેમાંનો એક આ બીજા બારીક સમયને લાગુ પડે છે.

"બે વરસ સુધી આ સજ્જન લોકોમાં મેં સુખે ધર્મસેવા બજાવી ખરી, પણ ખરી અને પ્રમાણિક કસોટીથી મને માલમ પડયું કે જે અકસીર અને હુમલારૂપ પગલાં પ્રભુ મારી પાસે લેવરાવવા માગતો હતો, તે વાતને અનુકૂળ થવું આ લોકોને બહુજ મુશ્કેલ થઇ પડશે. તેઓને જે જોઇતું હતું તે તો આબરૂદાર ખ્રીસ્તીઓને એકઠા મળવાની જગા; પણ મને એટલે એમના જુવાન પાળકને તો દાણીઓ અને પાપીઓનાં ટોળેટોળાં જોઇતાં હતાં. તેથી આ લોક સાથે દિલની બે વરસની સંગત પછી—અને આ દરમિયાન મારે કોઇ પણ જાતનો અણબનાવ

તેઓની સાથે થયો નહોતો—મેં તેમને ખુલ્લા દિલે કહ્યું કે, પ્રભુ મને કોઇ જુદા કામને માટે બોલાવે છે. તેથી મેં તેમને તથા ન્યુ યૉર્કની વડીલસભાને કહ્યું કે, મંડળી બહારના જે સંખ્યાબંધ લોકો છે તેઓને સુવાર્તા પ્રગટ કરવાના કામને માટે મને છૂટો કરો."

ઘણો વિચાર કર્યા પછી અને એજ કામને માટે એક આખું અઠવાડિયું પ્રાર્થનામાં ગાળ્યા પછી આ પગલું તેણે લીધું; અને અઠવાડિયાની અધવચમાં થતી સભામાં તેણે પોતાનો વિચાર મંડળીને જાહેર કર્યો. તેનું ભાષણ આ વાક્ય પર હતું કે, "પ્રભુનો આત્મા મારા પર છે, કેમકે દરિદ્રીઓ આગળ સુવાર્તા પ્રગટ કરવા સારૂ તેણે મારો અભિષેક કીધો છે," અને આ પરથી પોતાને રાજીનામું આપવાનાં કયાં કયાં કારણો છે તે જણાવ્યાં, અને આ મોટા શહેરમાં કેવું કામ કરવાનો તેનો વિચાર છે, એ સર્વ સ્પષ્ટ રીતે જણાવ્યું.

આ વખતે જે એક વાંધાભરી બાબત ઉઠી તે બાપ્તિસ્મા આપવાની રીત સંબંધી હતી. તેને ખાતરી થઇ હતી કે વિશ્વાસ કરનારાઓને પાણીમાં ડુબકી મરાવીને બાપ્તિસ્મા આપવું એ શાસ્ત્ર પ્રમાણેની રીત છે. તેણે પોતે પણ આજ રીતે થોડા વખત ઉપર બાપ્તિસ્મા લીધું. રાજીનામું આપતી વખતે તેણે આ સંબંધી પણ ઇસારો કર્યો. સુવાર્તાના મહાન કાર્યની સાથે સરખાવતાં જે વાત નજીવી હોય તે કહ્યા વગર પણ તે રહ્યો નહિ. તેને લાગ્યું કે, નવા કરાર પ્રમાણે, પ્રભુ ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસની કબુલાત કરવા જેટલી જેની ઉંમર નથી તેવા કોઇને પણ બાપ્તિસ્મા આપવાનો તેને હક નથી.

ડૉ. સિમ્પસન કદી સંસ્કાર સંબંધી સંવાદમાં ઉતર્યો નહોતો, અને તેનાં છાપેલાં એક હજાર કરતાં વધારે ભાષણોમાં માત્ર એકજ ભાષણ આ વિષય સંબંધી છે.

યોગ્ય વખતમાં મંડળીએ તથા વડીલસભાએ ડૉ. સિમ્પસનનું રાજીનામું મંજુર કર્યું. ઇ. સ. ૧૮૮૧ના અક્ટોબરની ૭મી તારીખે

તેણે પોતાની છેલ્લી સલામનું ભાષણ કર્યું. તેણે અમેરિકાના મોટામાં મોટા શહેરમાં એક આગળ પડતા પાળક તરીકેની પદવી, તથા રૂા. ૧૫૦૦૦નો પગાર છોડી દીધાં. વળી જે કામ તે કરવાનો હતો તે કામને માટે પ્રેસ્બિટેરિયન મંડળી તરફથી મદદ મળે એવી માગણી પણ તેણે કરી નહિ. આ મોટા શહેરમાં આ કામમાં તેનો કોઇ અનુયાયી નહોતો, વળી કોઇ પણ જાતની વ્યવસ્થા કે બંધારણ પણ ન હતાં, તેમજ ગુજરાનનું કંઇ સાધન પણ ન હતું. વળી તેનું કુટુંબ મોટું હતું, અને તેઓ સર્વના ગુજરાનનો આધાર તેના પરજ હતો. વળી એ ઉપરાંત પાળકવર્ગના તેના નિકટના મિત્રો ને પહેલાંના તેના સાથીઓ બધા એમ કહેતા કે એમાં તમે નિષ્ફળ જશો.

ઇ. સ. ૧૮૮૧ના નવેમ્બરમાં ભાડાના ઘરમાં તેણે પહેલી સભા ભરી; આ વખતે માત્ર સાત જણ તેમાં હાજર હતાં. આ સાતમાંનો એક તો યોસીફસ પુલીસ નામનો એક જણ હતો. તે પહેલાં છાકટો હતો, પણ થોડા વખત ઉપર સુધરી ગયો હતો. તેના સંબંધી ડૉ. સિમ્પસને પાછળથી કહ્યું કે, એક વખત તે ન્યુ યોર્ક શહેરમાં મોટામાં મોટો પાપી હતો, પણ હમણાં શહેરમાં તે સારામાં સારો સંત છે. આ પહેલી સભાથી તે ઇ. સ. ૧૯૧૪માં તેનું મરણ થયું ત્યાં સુધી મિ. પુલીસ ડૉ. સિમ્પસનના કામમાં તેનો નિકટનો જોડીઓ રહ્યો.

ડૉ. સિમ્પસન પોતાની "રાજાનું કામ" (The King's Business) એ નામની એક ચોપડીમાં પોતાના કાર્યની આ નજીવી શરૂઆત સંબંધી એવું લખે છે કે, "મને બરાબર યાદ છે કે, ઘણાં વરસો ઉપર એક દિવસ ગરીબ ખ્રીસ્તીઓની એક નાની ટોળી પ્રભુનું આ કામ કરવાને ઉપલી મેડી ઉપર પ્રાર્થના માટે એકઠી મળી હતી. અમે અમારાં બેબલ ઉઘાડયાં ત્યારે આ શબ્દો અમારી નજરે પડ્યા; એટલે [આરંભમાં] "નાનાં [દેખાતાં] કામોના દિવસને કોણે તુચ્છકાર્યો છે? પરાક્રમથી નહિ, તેમ બળથી પણ નહિ, પણ

મારા આત્માથી, એવું સૈન્યોનો [દેવ] યહોવાહ કહે છે." અમે ત્યાં ઘુંટણે પડી પ્રાર્થના કરતાં કહ્યું કે, અમે તારો ઉપકાર માનીએ છીએ કે અમે ગરીબ, થોડા અને નબળા છીએ, પણ અમે પવિત્ર આત્માના પરાક્રમ પર આધાર રાખીએ છીએ, અને તેણે અમને કદી નિષ્ફળ કર્યા નથી.

દર વિશ્રામવારે ત્રણ વખત, અને અઠવાડિયાને આડે દહાડે દરરોજ બે વખત, સભાઓ ભરાતી. રવિવારની બપોરની સભા કામદારોને શિક્ષણ આપવાને ભરાતી. સાંજની ભજનસેવા થવા પહેલાં અમે સરિયામ રસ્તા પર બોધ કરવા જતા, અને ત્યાર પછી શોધકોને વાસ્તે એક ખાસ સભા રાખતા, જેમાં ઘણા માણસો ખ્રીસ્તને કબૂલ કરતા. થોડાજ વખતમાં અમને એક મોટું મકાન રાખવાની જરૂર જણાઇ; તેથી અમે વિશ્રામવારની સાંજની સભાઓ ભરવાને એક નાટકશાળા ભાડે લીધી. ઈ. સ. ૧૮૮૨ના ઉનાળામાં અમે તંબુમાં એક સભા ભરી. બીજે ઉનાળે તંબુમાં જે કામ ચાલતું હતું તેને માટે અમે એક બીજી જગા રાખી. આ સ્થળ તો તે વખતે શહેરમાં સર્વ જાતના ગુન્હા અને પાપનું મુખ્ય મથક હતું. તંબુની સભાઓ સંબંધી એક રીપોર્ટર તેના પત્રમાં આ પ્રમાણે લખે છે: "આ ઉનાળામાં સેંકડો લોકોનું પરિવર્તન થયું છે, અને લગભગ તેટલાંજ તેમનાં જુદાં જુદાં દરદોથી તદન સાજાં કરવામાં આવ્યાં છે. તેઓમાંનાં ઘણાં તો એવાં હતાં કે તેઓ લાંબી મુદત સુધી હોશિયારમાં હોશિયાર દાક્તરોની દવા કરી કરીને પણ થાક્યાં હતાં, અને તેમને કંઇજ ફાયદો થયો નહોતો. સાજાં થએલાં માણસોનાં નામની ટીપ પણ આપવામાં આવી હતી. તેમને ત્યાં લોકો ગયા અને તેમની શાહેદી સાંભળી. તેઓએ તેમને સાજાપણું મળ્યું છે, એવો પૂરો વિશ્વાસ બતાવ્યો."

સભાનું બીજું સ્થળ બહુજ અસાધારણ હતું. એ તો એક મોટું નાટકગૃહ હતું, જેમાં મિ. મુંડી અને મિ. સેન્કી ધર્મજાગૃતિની

સભાઓ ચલાવતા, અને એ સભાઓમાં લોકોનાં ટોળેટોળાં આવતાં હતાં. ત્યાર પછી ઇ. સ. ૧૮૮૩ના શીઆળા પછી એક ઘણું સગવડ પડતું મકાન મેળવવામાં આવ્યું. આ મકાનની પ્રતિષ્ઠાની ભજન-સેવા વખતે મિ. સિમ્પસને કહ્યું કે, "એક વાત મને યાદ આવે છે, જે કહ્યા વગર હું રહી શકતો નથી. આ સ્થળ એક વખતે યુદ્ધશસ્ત્રો રાખવાનું ભવ્ય મકાન હતું. અમારે તે રાખવાની ઘણી ઇચ્છા હતી, પણ તે વખતે એક મોટી નાટક કંપનીએ પંદર વરસને પટે તે રાખેલું હતું. એમ છતાં અમે તો આ હેતુ પાર પાડવાને પ્રાર્થના કર્યાજ કરતા હતા. એક બાઇ તો એવી પ્રાર્થના કરતી હતી કે, 'ઓ પ્રભુ ઇસુ, એવું કર કે, અમારે માટે એજ મકાન સુથારો તૈયાર કરી રાખે, વળી નાટક કંપનીના લોકો અમારે માટે જોઇતી રીતે તે મકાનને શણગારે. એ બધું કરવાને રૂા. ૪૫,૦૦૦ જેટલી રકમ જોઇએ છે; પણ એટલા પૈસા અમારી પાસે નથી.' પછી પ્રભુએ એ કામ પોતાના હાથમાં લીધું, એટલે નાટકશાળા બંધ થઇ ગઇ. તે મકાનની નવેસર મરામત પાછળ રૂા. ૨,૧૦,૦૦૦ થયા, પણ આખરે કંપનીએ તે મકાન છોડી દીધું. તેઓએ તેમનો સરસામાન રૂા. ૧૫,૦૦૦માં ખરીદી લેવાનું અમને કહ્યું. ફરીથી અમે એ બાબત વિષે પ્રાર્થના કરી, એટલે દેવે અમને અધીરા થતાં અટકાવ્યા. છેવટે મકાનની હરાજી થઇ; અને અમે પ્રાર્થના કરતાં હતાં કે ફલાણો માણસ તે ખરીદી લે, અને તેણેજ તે મકાન રાખ્યું. પરિણામ એ આવ્યું કે એક કોડી પણ ખરચ્યા વગર તે મકાન અમારે હાથ આવ્યું."

## પ્રકરણ ૯ મું.

### મેળા અને મુસાફરીઓ.

ડૉ. સિમ્પ્સન અને તેના મદદનીશોએ દુનિયાના જુદા જુદા ભાગમાં જે જે મેળાઓ ભર્યા તે તો ડૉ. સિમ્પ્સનની ધર્મસેવાના કાર્યનું ખરેખર એક અસાધારણ અંગ છે. આ મેળાઓ નિર્જીવ, મનોરૂચીજનક, માત્ર દેખાવના, અનિયમિત, આત્મિક સ્વતંત્રતા વગરના, કે ખાલી તમાશા બતાવનારા નહોતા; પણ તે તો ધાર્મિક, આત્મ તત્ત્વવિદ્યાના પંડિતોને ગુંચવી નાખે એવા, અને વર્તમાનપત્રોના રીપોર્ટરોને સમશ્યા જેવા હતા; વળી તે તો ભૂખ્યા મનને ભોજન, થાકેલાને માટે આરામ, માંદાને સાજાપણાના ઝરા જેવા, ખ્રીસ્તી કામદારને પ્રેરણા કરે એવા, અને નિર્ગત થઇ ગએલા કામદારને વિસામારૂપ હતા.

ખરેખર તે મેળા ડૉ. સિમ્પ્સનના જીવન અને તેના વ્યક્તિત્વનો આબેહુબ ચિતાર હતા. તેની સાદાઇ, નમ્રતા, માયાળુપણું, છૂટ, ભાઇપણું, સત્યમાં ગુઢ આંતરદૃષ્ટિ, રૂઢીચુસ્તપણું, દર્શનની વિશાળતા ઉત્સાહ અને ખ્રીસ્ત પ્રત્યે તેનો ઉત્તમ ભાવ, એ સર્વ મેળાના વાતાવરણમાં પ્રસરી જઇ સર્વ મેળાઓને નિયંત્રિત કરતાં દેખાયાં. ડૉ. સિંપ્સને એવી તો છાપ પાડી દીધી હતી કે જે સેંકડો મેળાઓમાં તે જાતે હાજર થઇ શકતો નહોતો તેઓમાં પણ તેજ ભાવ દેખાતો, અને તેના મરણ પછી હજુ પણ આ મોટા મેળાઓમાં તેજ ભાવ ચાલુ છે.

ડૉ. સિંપ્સનનાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો બાદ કરતાં જે સત્ય પર તે ઘણો પ્રેમ રાખતો તે સત્યને ફેલાવવાને અને જે સેવા કરતાં

કરતાં તેની પોતાની જીંદગી પૂરી થઇ તે સેવામાં ઘણાને તેડવાને આ મેળાઓથી જેટલું થયું છે, તેટલું બીજા કશાથી થયું નથી. તેના વિષે વાંધો લેનારાઓને ઘણી વાર તેના ભાષણથી અસર થતી નહોતી, પણ સભામાં તે જે ભાવ દર્શાવતો અને જે વાતાવરણ તે ફેલાવતો તેથી તેઓને મેળવી લેવામાં આવતા. એક સ્ત્રી તેના ધણીની સામે થતી હતી; તેને કાનાડામાં ભરાએલા એક મેળામાં જવાનું મન થયું. બપોરની સભામાં મુખ્ય બોલનાર ડૉ. સિમ્પસન હતો, પણ ગાડી મોડી આવવાથી તે વખતસર આવી શક્યો નહિ, ને આવ્યો ત્યારે સભા લગભગ પૂરી થવા આવી હતી. બાજુ પરના બારણામાં થઇને તે ગુપચુપ માંહે પેઠો, અને પ્રમુખની નજર ન પડે તેવી જગાએ જઇ બેઠો. પેલા માણસે ધીમેથી પોતાની સ્ત્રીને કોણી મારી ઇસારો કરીને કહ્યું કે, એજ સિમ્પસન છે. પળવાર તે તેના તરફ જોઇ રહી. અને પછી નીચી નજર કરી ગઇ. તે તો એવું ધારતી હતી કે સિમ્પસન ફાંકો ધરાવનાર તથા આગળ ધુસી જનાર જેવો કોઇ માણસ હશે; પણ તેને પહેલવહેલો જોતાંજ તો તે તેને ગાલીલના ઇસુ જેવો નમ્ર માણસ લાગ્યો. તે સ્ત્રી ત્યારથીજ તેની મિત્ર અને શિષ્યા થઇ.

ઇ. સ. ૧૮૮૪ માં ન્યુ યોર્કમાં આ મેળાઓની શરૂઆત થઇ. આ મેળાઓનો હેતુ એ હતો કે, સંગતને માટે સામાન્ય વિશ્વાસ તથા ભાવવાળા ખ્રીસ્તીઓને ભેગા કરવા; પ્રભુના પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવો; ખ્રીસ્તીઓમાં ઉંડું આત્મિક જીવન વધારવું; ખ્રીસ્તમાં આપણી શારીરિક આરોગ્યતા વિષે શાસ્ત્રમાં જે શિક્ષણ છે, તેની વધારે સારી સમજ મેળવવી; જીવન અને સેવાને માટે પવિત્ર આત્માના ખાસ બાપ્તિસ્મા માટે ઇશ્વરની પ્રાર્થના કરવી; પ્રભુના મહિમાવાન આગમનની આશામાં એક બીજાનાં અંતઃકરણોને ઉત્તેજિત કરવાં, અને સ્વદેશમાં તેમજ પરદેશમાં સુવાર્તાનું કામ વધારવું.

ન્યુ યોર્કમાં ભરાએલા બીજા મેળાથી ખ્રીસ્તી કામદારો પર એવી ભારે અસર થઇ કે અમેરિકા ખંડનાં મોટાં મોટાં શહેરોંમાં એવા મેળાઓ ભરવામાં આવે એવાં આમંત્રણ આવ્યાં. આવા મેળાઓ પહેલા બ્રુકલિન, બફ્લો અને ફિલાડેલ્ફીઆમાં ઇ. સ. ૧૮૮૫ના અક્ટોબર માસમાં, અને તેજ સાલના નવેમ્બર અને ડીસેમ્બર માસમાં પીટસબર્ગ, શીકાગો અને ડીટ્રોઇટમાં ભરાયા. આમાંના કેટલાક તો શહેરના મોટા મોટા હૉલમાં અને બીજા કેટલાક તો શહેરમાંના જુદા જુદા મતનાં મોટાં મોટાં દેવળોમાં ભરાયા.

દર વરસે બે મુખ્ય મેળા ભરાય છે; એક તો ન્યુ યોર્કમાં અને બીજો ઓલ્ડ ઑર્ચર્ડમાં ભરાય છે. તેમાંના એકમાં ઇ. સ. ૧૮૮૧માં મિ. સિમ્પ્સનની જીંદગીનો એક અણીનો પ્રસંગ આવ્યો. દરિયાકિનારેથી અર્ધોક માઇલને છેટે કુદરતી રંગભૂમિ જેવી ઝાડોની ઘટા છે અને આ રમણીય સ્થળમાં ઓલ્ડ ઓર્ચર્ડમાં મળતો વાર્ષિક મેળો ભરાય છે.

ઓલ્ડ ઓર્ચર્ડનો પહેલો મેળો ઇ. સ. ૧૮૮૬માં ઓગસ્ટ માસની ૩જીથી ૧૦મી તારીખ સુધી ભરાયો હતો. આ મેળાનો મુખ્ય વિષય પરદેશમાં માણસો મોકલી સુવાર્તિક કામ ઉઘાડવા સંબંધીનો હતો. "ઇસુ આવનાર છે" એ પુસ્તકના રચનાર મિ. બ્લૅકસ્ટને ટિબેટ પર જાણવાજોગ ભાષણ આપ્યું. આ ભાષણથી એટલી બધી અસર થઇ કે ટિબેટમાં તેમજ જ્યાં સુવાર્તા પ્રગટ કરવામાં આવેલી ન હોય એવા બીજા દેશોમાં સુવાર્તાનો સંદેશો લઇ જવાને મિશનેરી સૉસાયટી સ્થાપવાનાં પગલાં ભરવામાં આવ્યાં. ઓલ્ડ ઓર્ચર્ડના આ પ્રથમ મેળા વખતેજ દેવના આત્માની હીલચાલનું પરિણામ એ આવ્યું કે આથી આખા જગતને ઘેરી લેનાર મિશનરી મંડળ ઉભું થયું, જેનો અગ્રેસર ડૉ. સિમ્પ્સન હતો. બીજા મેળા વખતે આ મંડળનું વ્યવસ્થિત રૂપ ઘડવામાં આવ્યું; અને તે વખતે તેને The Evangelical Missionary Alliance અથવા

'સુવાર્તિક મિશનેરી મિત્રમંડળ' એવું નામ આપવામાં આવ્યું. પાછળથી તેનું નામ બદલીને Christian and Missionary Alliance અથવા 'ખ્રીસ્તી અને મિશનરી મિત્રમંડળ' નામ રાખવામાં આવ્યું. હિન્દુસ્તાનમાં તે મિશન 'અલાયન્સ મિશન' એવા ટુંકા નામથી ઓળખાય છે.

આ મોટા મેળાઓના આત્મિક બળની એક સાબીતી તો એ છે કે રોજિંદા વર્તમાનપત્રનું તેના તરફ ધ્યાન ખેંચાયું છે. કોઇ કોઇ વાર એની ખબરોથી ન્યુ યોર્ક અને બોસ્ટનના વર્તમાનપત્રોનું એક એક આખું પાનું ભરાઇ જતું. કોઇ કોઇ વખત ડૉ. સિંપ્સન, તેના શ્રોતાજનો અને તેનાં કામોના હાસ્યજનક, મશ્કરીખોર અને મહેણાં મારતાં વર્ણન પણ આવતાં, તોએ પણ વખતોવખત ખાસ અસરકારક વર્ણન પ્રગટ થતું. કોઇ કોઇ વખત તો તે તદ્દન અણધારી જગાએથી આવતું. એક દિવસ 'ન્યુ યોર્ક જર્નલ' નામના વર્તમાનપત્રના રીપોર્ટરે મિ. સિંપ્સનને ત્યાં આવી તેને પૂછ્યું કે, "ઇસુ ખ્રીસ્ત ક્યારે આવશે તે તમે જાણો છો?" મિ. સિંપ્સને ઉત્તર આપ્યો, "હા; હું જે જે કહું તે બધું પ્રમાણસહિત તમે છાપો તો તમને કહું કે, પ્રભુ ક્યારે આવશે." મિ. સિંપ્સન આટલું બોલ્યો એટલામાં તો લાગલીજ રિપોર્ટરે પોતાની નોંધપોથી કાઢી. પછી મિ. સિંપ્સને કહ્યું, "ત્યારે આ પ્રમાણે લખો: રાજ્યની આ સુવાર્તા સર્વ પ્રજાઓને સાક્ષીરૂપ થવા સારૂ આખા જગતમાં પ્રગટ કરવામાં આવશે; અને ત્યારેજ અંત આવશે" (માત્થી ૨૪; ૧૪) "આ તમે લખ્યું?" "હા, હવે બીજું શું લખું?" મિ. સિંપ્સને જવાબ આપ્યો કે, "બીજું કંઇ નહિ." રીપોર્ટરે સીસાપેન મૂકી દઇને કહ્યું, "શું તમારૂં કહેવું એવું છે કે, સર્વ પ્રજાઓને સુવાર્તા પ્રગટ કરવામાં આવશે ત્યારે ઇસુ પાછો આવશે?" ડૉ. સિંપ્સને કહ્યું, "હા, એમજ." રીપોર્ટરે જવાબ આપ્યો, "ઠીક, હવે હું સમજ્યો." "તમે શું સમજ્યા તે વિષે તમે શું ધારો છો?" "અ

ચળવળમાં તેનો હેતુ અને એ હેતુનું સામર્થ્ય શામાં રહેલું છે, એ હું સમજ્યો." ડૉ. સિમ્પસને કહ્યું, "ત્યારે ઇશ્વરવિદ્યાના કેટલાક પંડિતો કરતાં તમે વધારે સમજો છો." બીજે દિવસે સવારે આ રિપોર્ટરે પોતાની સાથે ડૉ. સિમ્પસનને જે વાતચિત થઇ હતી તે છાપી, અને તેની સાથે ડૉ. સિમ્પસન અને તેના કામનો ઘણોજ સ્તુતિપાત્ર અને લાગણી થાય એવો હેવાલ પણ પ્રગટ કર્યો.

આ અલાયન્સ કે મિત્રમંડળની સાક્ષીને માટે બીજાં શહેરોમાંના મેળાઓ મોટાં દ્વારરૂપ થયા છે. એવા અસંખ્ય જણોએ આ સમાચાર સાંભળ્યા છે કે, જેઓને બીજી કોઇ રીતે કદી પહોંચી વળાત નહિ. કેટલાંક તો તેમની અસલ મંડળીમાંજ રહ્યાં છે, પણ તેઓનામાં નવું જીવન આવ્યું છે, અને તેઓ જે પ્રકારની સેવા સંબંધી તેઓને અત્યાર સુધી વિચારજ આવ્યો નહોતો તે સેવા કરવાને માટે પરાક્રમ પામ્યાં છે. ઘણા પાળકોની ધર્મસેવાનું નવું સ્વરૂપ થઇ ગયું છે. સેંકડો એવાં માણસો ખ્રીસ્તી સેવામય જીવન ગાળતાં થયાં છે છે કે જેઓને આવા જીવન વિષે કદી સ્વપ્ન પણ નહિ આવ્યું હોય. સેંટ લુઇની એક કચેરીમાં એક હુશિયાર જુવાન બાઇ લઘુલિપિ લખનાર હતી. તેને તે શહેરમાં ભરાનાર મેળા વિષે રીપોર્ટ આપવાનું કહેવામાં આવ્યું હતું. તે તો કોઇ વૈદક સમ્મેલન હશે એવું જાણીને તેણે તે વાત કબૂલ રાખી. પણ પહેલી સભાની શરૂઆતમાંજ જ્યારે મિ. સિમ્પસને ઉભા થઇને કહ્યું કે, "આપણે પ્રાર્થના કરીએ," ત્યારે તો તે વિસ્મય પામી. તે તો માત્ર નામની ખ્રીસ્તી હતી; પણ અનંત વાનાં શોધવાને માટે પવિત્ર આત્માએ તેનું મન ફેરવી નાખ્યું, અને તે વર્ષ પૂરૂં થતાં પહેલાં તેણે ખ્રીસ્તને કબૂલ કર્યો. તેણે બૈબલ વાંચવાનું શરૂ કર્યું, પણ તેમાં તેને કંઇ ગતાગમ પડી નહિ; તેથી તે મુડી બૈબલશાળામાં ગઇ. હાલ તે દુનિયામાં ટોરી-આલેકસાંડરના સુવાર્તાપ્રસારક પ્રયત્નોમાં બૈબલ શિક્ષક તરીકે મશહુર છે. તેનું નામ મીસ ગ્રેસ સાક્ષે છે.

મિ. સિમ્પસન હામિલ્ટન શહેરમાં પાળક હતો તે દરમિયાન તે પહેલવહેલો ગ્રેટબ્રિટન ગયો; આ વખતે તે મુસાફર તરીકે ગયો. ફરીથી તે ઇ. સ. ૧૮૮૫ના જુનમાં ત્યાં ગયો. ત્યારે બેથશાન કૉન્ફરન્સમાં જુદા જુદા દેશમાંથી આવેલા સેંકડો ડેલીગેટોમાંનો તે સૌથી પ્રખ્યાત ડેલીગેટ હતો.

બ્રાયટન, વર્થિંગ, બ્લૅકહીથ, ન્યુકાસલ અને એડિન્બરો, એ શહેરોમાં પણ મોટા મોટા મેળાઓ ભરવામાં આવ્યા હતા. આમાંનો છેલ્લો મેળો સ્કૉટલાંડની સુંદર રાજધાનીમાં ભરાયો હતો. આ સભા સંબંધી લખતાં મિ. સિમ્પસને કહ્યું કે, "પંદર વરસ ઉપર અમે એડિન્બરો આવ્યા હતા, ત્યારે મે મહિનામાં મહાસભામાંના પ્રેસ્બિટેરિયન મિત્રો તરફથી અમને સારાં માન આવકાર મળ્યાં હતાં, અને અમને તે મંડળીના મોટા અને સારા માણસોનો મેળાપ થયો હતો, અને વળી મને કાનાડાની પ્રેસ્બિટેરિયન મંડળી સંબંધી ફ્રી ચર્ચ એસેમ્બલી હૉલમાં બોલવાનો પ્રસંગ પણ આપવામાં આવ્યો હતો. પણ આ વખતે તો અમારા કામની કંઈ કદર કરવામાં આવી નહિ, અને તેને બદલે અમે જુઠો ઉપદેશ કરનાર નહિ, તોપણ શક ભર્યો ઉપદેશ કરનાર તો ખરા, એવા ગણાયા. એમ છતાં આ મેળાઓની અસર ગ્રેટ બ્રિટન ઉપર ઉંડી અને ટકાઉ થઈ, અને ભવિષ્યમાં તેથી ઘણું ફળ ઉપજ્યું.

ઈ. સ. ૧૮૯૩માં ડૉ. સિમ્પસને જુદાં જુદાં મિશન સ્થળોમાં મુસાફરી કરી. આ મુસાફરી તેણે પરદેશમાં કરેલી મુસાફરીઓમાં સૌથી અગત્યની હતી. ડૉ. સિમ્પસન ગ્રેટ બ્રિટન જવાને જાન્યુઆરીમાં ન્યુ યોર્કથી નીકળ્યો. ત્યાં તેણે ડૉ. હડસન ટેલર અને ચર્ચ મિશનરી સોસાયટીના આગેવાનો અને બીજા મિશનોના સેક્રેટરીઓ સાથે કૉન્ફરન્સ ભરી; અને પુષ્કળ મોટી મોટી સભાઓમાં ભાષણો કર્યાં, તથા અંગ્રેજી મિત્રો સાથેની જુની ઓળખાણ તાજી કરી. પછી આખો યુરોપ ખંડ તથા ભુમધ્ય સમુદ્ર ઓળંગી,

આફ્રિકામાંના મિસર દેશનાં કેરો તથા બીજાં શહેરોની ટુંકી મુલાકાત લઇ પાધરો જાફામાં ગયો, એટલે તેણે પવિત્ર ભૂમિમાં પગ મૂક્યો. તેની જીંદગીમાં તેને જે સૌથી વધારે યાદ આવે છે, અને જે યાદ આવતાં તેને અત્યાનંદ થાય છે તે તો કનાન દેશ કે પવિત્ર ભૂમિમાં જે થોડો વખત તે રહ્યો તેજ છે. પવિત્ર ભૂમિની આ મુલાકાત દરમિયાન જે સુંદર ગીતો તથા કવિતાઓ તેણે રચ્યાં છે, તેમાંની એક બે પદી ટુંક આવી છે :

"મનોહર જેતુન, મનોહર બેથાનિયા,
મુજ હૈયું સ્મરણ કરશે તુજ."

તેણે છ અઠવાડિયાં હિન્દુસ્તાનમાં ગાળ્યાં. તે દરમિયાન તેણે રેવ. એમ. બી. ફુલર અને તેનાં મડમ સાહેબની આગેવાની તળે વરાડ પ્રાંતમાંના અલાયન્સ મિશનોની મુલાકાત લઇ તેમને ઉત્તેજિત કર્યાં; એ ઉપરાંત હિન્દુસ્તાનનાં બીજાં મોટાં શહેરોમાં કામ કરતાં બીજાં મિશનોનું કામ પણ તેણે જોયું. ત્યાર પછી તે ચીન અને જાપાનમાં ગયો.

ડૉ. સિમ્પસને જે જે દેશોમાં મુસાફરી કરી તે દેશોમાંનાં બીજાં મિશનોએ પણ તેને સારો આવકાર આપ્યો. તેણે ઘણી જાહેર સભાઓમાં તેમજ બીજી ખાસ સભાઓમાં વ્યાખ્યાનો આપ્યાં, અને મિશન ક્ષેત્ર સંબંધી જેટલું તેણે જ્ઞાન મેળવ્યું હતું તેટલું જુદી જુદી સભાઓમાં બોધ કરી આત્મિક આશીર્વાદના રૂપમાં તેમને પાછું આપ્યું.

આ પ્રતિનિધિ તરીકેની મુસાફરીનો પૂરો હેવાલ Larger Outlooks on Missionary Lands નામના ગ્રંથમાં છાપવામાં આવ્યો છે. તેમાં જે જે દેશોમાં ડૉ. સિમ્પસન ફર્યો તે સઘળા દેશોની સવિસ્તર હકીકત આપવામાં આવેલી છે.

જાપાનમાં રહીને લખેલા એક ફકરામાં તેના કુટુંબની હકીકત આવે છે. તેમાં આ પ્રમાણે લખેલું છે કે, "મહાસાગરોને પેલે

પારથી એવી ખબર આવી છે કે, અમારાં વહાલાં માતુશ્રી અમારા પૂજ્ય પિતાને મળવાને અને તેમની સાથે રહેવાને હમણાંજ ઉપરના ઘરમાં જઇ પહોંચ્યાં છે. તેની એંશી વર્ષની જીંદગીને માટે તથા તેના જીવન અને પ્રેમની ઉત્તમ યાદગીરીને માટે, અને અમારા વહાલા અને પૂજ્ય પિતા જે થોડાજ વખત અગાઉ ચોર્યાસી વર્ષની ઉંમરે તેની પહેલાં ઉપર જઇ પહોંચ્યા છે તેને માટે, અમે આપણા સ્વર્ગવાસી પિતાનો આભાર માન્યો. જે જે ઉત્તમ આશીર્વાદો અમે અમારા જીવનમાં પામ્યાં છીએ તેનું કારણ તો તેમની વિશ્વાસુ પ્રાર્થનાઓનુંજ ફળ છે. તેમના મૂલ્યવાન જીવનોને માટે અને સદાકાલિક સ્મરણ માટે દેવની સ્તુતિ થાઓ."

ઇ. સ. ૧૯૧૦ના જાન્યુઆરીમાં બીજી મિશનરી મુસાફરીને માટે ડૉ. સિમ્પ્સન ન્યુ યોર્કથી નીકળ્યો. તે વેસ્ટ ઇન્ડિયન ટાપુઓના સેંટ થોમસમાં અને બ્રાઝીલનાં કેટલાંક શહેરોમાં આવ્યો. પછી મિશનેરી મિત્રમંડળનાં આર્જેન્ટાઇન મિશનોમાં એક અઠવાડિયું ગાળ્યું. ત્યાંથી કેપ હોર્ન વટાવીને ચીલીમાં અને તે પ્રજાસત્તાક રાજ્યમાં આવેલાં મિત્રમંડળનાં મિશનોમાં ફરીને પેરૂ ગયો. ત્યાંથી એક્વાડોર ગયો. ત્યાં સુવાર્તાનો પ્રકાશ પાડનારા જો કોઇ હોય તો તે અલાયન્સ મિશનના થોડા મિશનરીઓ સિવાય બીજા કોઇ નથી. ત્યાંથી તે પાનામા વાટે અમેરિકા ભણી પાછો વળ્યો.

ઇ. સ. ૧૯૧૧ની વસંતઋતુમાં ડૉ. સિમ્પ્સન પાછો ગ્રેટ બ્રિટન ગયો. આ તો પરદેશની તેની છેલ્લી સફર હતી. આ સફર વખતે તેની સાથે બીજા બે જણ હતા; એટલે ચીન દેશમાંથી રજા પર આવેલો ડૉ. આર. એચ. ગ્લવર, અને ઇંગ્લંડના બ્રિસ્ટલ શહેરનો પાળક એફ. ઇ. માર્શ, જેણે લંડનથી તે ડંડી સુધીનાં લગભગ સઘળાં મોટાં શહેરોમાં આસરે ત્રણ મહિનાં સુધી મેળાવડાઓ ભરવાનું ઠરાવ્યું હતું. ઘણીએક મોટી મંડળીઓમાં ડૉ. સિમ્પ્સને પણ ભાષણો કર્યાં હતાં.

ગ્રેટ બ્રિટનમાં ડૉ. સિમ્પ્સનના જે મિત્રો હતા, તેઓની સંખ્યામાં આ મુલાકાતથી હજારો મિત્રોનો વધારો થયો. તેના સંદેશાની અને તેની સેવાની ખરી કદર જેટલી ગ્રેટ બ્રિટનના લોકોએ કરી તેટલી બીજે કોઇ ઠેકાણે થઇ નહોતી; અને ઘણે ઘણે ઠેકાણેથી તેને બોધ કરવાના આગ્રહપૂર્વક આમંત્રણો આવ્યાં, પણ તે સઘળાં તે સ્વીકારી શક્યો નહિ. બ્રિટિશ શ્રોતાજનોએ તેનું જે ઘણું સન્માન કર્યું, અને તેની ટીકા કરવામાં કે સ્તુતિ કરવામાં તેઓએ જે નિખાલસ ભાવ બતાવ્યો, તેને માટે ડૉ. સિમ્પ્સને યોગ્ય લાગણી દર્શાવી; અને જેઓ તેને મોઢેમોઢ ઓળખતા, અને જેમને મન તેનાં લખાણ ઇસ્રાએલમાંના પૂજ્ય પિતાનાં વચનતુલ્ય હતાં, તેવા મોટા મિત્રમંડળની સંગતને ડૉ. સિમ્પ્સને ઘણી મૂલ્યવાન લેખી.

## પ્રકરણ ૧૦ મું.

### સુવાર્તિક કાર્યનું દર્શન.

ડૉ. સિમ્પસન, ઇ. સ. ૧૮૯૪માં તેણે કરેલા ભાષણમાં તેને કેવી રીતે મિશનો સંબંધી દર્શન થયું હતું, તે જણાવતાં કહે છે કે:

"આજથી અઢાર વર્ષ ઉપર, દેવની અપાર શક્તિના આશ્ચર્ય-જનક ભાનથી ધ્રુજતો ધ્રુજતો એક રાતે હું ઉંઘમાંથી જાગી ઉઠયો. તે પછી મને એક અજાયબ જેવું સ્વપ્ન આવ્યું હતું, તેનું સ્મરણ પણ મારા મનને ગભરાવતું હતું. એ પ્રસંગ તો મારાથી કદી ભુલાશે નહિ. મને લાગ્યું કે, હું એક મોટા મંદિરમાં બેઠો હતો, અને મારી આસપાસ લાખો લોકો બેઠેલા હતા, જાણે દુનિયાનાં બધાંજ પ્રીસ્તીઓ ત્યાં હતાં, પ્લાટફોર્મ ઉપર દરેક જાતના અને દરેક કોમના લોકોનો મોટો સમુહ હતો. ઘણે ભાગે તેઓ મને ચીનાઓ લાગ્યા. તેઓ કંઇ બોલતાચાલતા નહિ, પણ મુગે મોઢે વેદનાથી તેમના હાથ ઘસતા. તેમના ચહેરાનો દેખાવ એવો હતો કે તે મારાથી કદી વિસરાશે નહિ. હું તે વખતે ચીના લોક કે મૂર્તિપૂજક જગત સંબંધી વાત કે વિચાર કરતો નહોતો, પણ તે દર્શન મનમાં રાખીને હું જાગ્યો તેવોજ હું પવિત્ર આત્માથી પ્રેરાઇને ધ્રુજ્યો, ઘુંટણે પડયો, અને મારા શરીરની રગે રગે જવાબ આપ્યો કે, 'હા, પ્રભુ, હું જરુર.'

"મારે માટે દ્વાર ખોલવામાં આવે એને વાસ્તે મેં કેટલાક મહિના સુધી યત્ન કર્યો ખરો, પણ રસ્તો બંધ હતો. પણ પછી કેટલાંક વરસે પ્રભુએ મને બતાવ્યું કે, મેં આ વાત તારા મનમાં મૂકી છે, અને તું જાતે જઇ શકે ત્યાં સુધી જગતને માટે તથા

નાશમાં જનારા મૂર્તિપૂજકોને માટે તારે એવો શ્રમ ઉઠાવવો કે, જાણે તને તેઓની પાસે જવાની પરવાનગી મળેલીજ હોય."

આ દર્શન મિ. સિમ્પસને વિસારે પાડયું નહિ; અને બીજાઓની ખાતર નહિ, પણ તેના પોતાના અંતઃકરણની અતિશય ઉંડી લાગણી દર્શાવવાને તેણે લખ્યું કે,

ખચીત મારે જવું છે એવે દૂર દેશ,
કે જ્યાં નથી પહોંચ્યો પ્રભુનો સંદેશ;
દેવી પ્રીતિ સંબંધી જેઓ છે અજ્ઞાન,
તેઓને ઇસુ વિષે કરૂં સુજાણ.

અત્યાર સુધી જે જે બિનાઓ બની છે તે ધ્યાનમાં લેતાં કોઇ એવું માને નહિ કે, પ્રભુના આત્માએ તેને માટે પરદેશમાં જવાની યોજના કરી હશે. પણ જે માણસનું જીવન જન્મથીજ પ્રભુ ઘડતો હતો, તેને માટે ફસલના ધણીની યોજનાઓ વધારે વિશાળ હતી. પ્રથમ તો વિધર્મી દેશોના લાખો લોકો જેઓ સુવાર્તા વિષે તદન અજાણ છે એવા લોકોના પોકાર સાંભળવા તેણે પોતાનું મન ધરતીના છેડા સુધી દોડાવવું જોઇએ.

તે એવો વિશ્વાસ રાખતો હતો કે, "વિદેશીઓમાંથી પોતાના નામની ખાતર એક પ્રજાને પસંદ કરી લેવાને" પ્રભુ તેમની મુલાકાત લે છે, અને એવો પણ વિશ્વાસ કરતો હતો કે,

"એ પછી હું પાછો આવીશ,
અને દાઉદનો પડી ગએલો મંડપ હું પાછો બાંધીશ;
જેથી બાકી રહેલા લોક તથા સઘળા વિદેશીઓ જેઓ મારા નામથી ઓળખાય છે તેઓ પ્રભુને શોધે;

પ્રભુ જે દુનિયાના આરંભથી એ વાતો પ્રગટ કરે છે તે એમ કહે છે" (પ્રે. કૃ. ૧૫; ૧૬-૧૮). આપણા પ્રભુના બીજી વખતના આગમનની સાથે આ વચન વડે વિધર્મીઓ માટેનાં મિશનો અતૂટ

સંબંધથી જોડાય છે. આજ બાબતને લીધે આપણા પ્રભુના બીજી વખતના આગમન વિષેનું ડૉ. સિમ્પ્સનનું શિક્ષણ ઘણું લાભકારક અને વ્યવહારિક થઇ પડયું છે, અને એજ કારણને લીધે તેનું ધર્મપ્રસારક કામ તે આપણા આવનાર રાજાની પ્રેમમય સેવા થઇ પડયું છે.

તેનું મહાન સુવાર્તિક વાક્ય તો માત્થી ૨૪; ૧૪ હતું, જેમાં લખ્યું છે કે, "રાજ્યની આ સુવાર્તા સર્વ પ્રજાઓને સાક્ષીરૂપ થવા સારૂ આખા જગતમાં પ્રગટ કરવામાં આવશે; અને ત્યારેજ અંત આવશે." તે દૃઢતાથી માનતો હતો કે, આ જમાનામાં મંડળીનું ખાસ કામ આજ છે, અને પ્રભુના બીજી વખતના આગમનને માટેની અવશ્યની તૈયારી પણ આજ છે. 'વચન, કામ અને વિશ્વ' એ નામના ચોપાનિયાની પ્રથમાવૃત્તિમાં તે લખે છે કે, "છેલ્લી મહાન મિશનરી હીલચાલ તો એ થશે કે દેવના રાજ્યની સુવાર્તાનો સાર્વજાનક અને સાર્વત્રિક ઢંઢેરો પીટાવવામાં આવશે. શું આ સુવાર્તાનો સાધારણ સંદેશો છે, કે તે ઇસુના આગમન તથા તેના રાજ્યનો ખાસ ઢંઢેરો છે? એ તો મધ્યરાતની બૂમ છે, કે 'જુઓ, વરરાજા આવ્યો, તેને મળવાને બહાર આવો.' ખ્રીસ્તી પ્રજાઓને તો તે બૂમ ક્યારનીએ સંભળાવા લાગી છે, પણ તે બૂમ તો વિધર્મીઓએ સાંભળવી જોઇએ; અને બીજી કોઇ બૂમથી નહિ, પણ આ બૂમથીજ ઉંઘી ગએલી પ્રજાઓ જાગૃત થશે.'

ડૉ. સિમ્પ્સનનો ધર્મપ્રસારક જુસ્સો તેના અનુયાયીઓમાં જેટલો દેખાઇ આવે છે તેટલો સંપૂર્ણ રીતે બીજા કોઈ નેતાનો આદર્શ કોઈ સંસ્થામાં પૂરો થએલો દેખાતો નથી. અલાયન્સની શાખાઓ કોઇ કોઇ વખતે તેના સુપરિન્ટેન્ડેન્ટનું પુરતું પોષણ કરવાને ચુકી હોય તો હોય, પણ સુવાર્તાપ્રસારના ઉઘરાણામાં આપવાને તેઓ કદી ચુકી નથી. આગેવાનો તાણીતોસીને પુરૂં કરતા હશે, પણ અલાયન્સના કામદારની કોઇ અંગત ભીડ સુવાર્તાપ્રચારની ફરજ બજાવવામાં અટકાવરૂપ થતી નથી. ઓલ્ડ ઓર્ચર્ડ અને ન્યુ યોર્ક

શહેરમાં પ્રથમ જે ભારે ઉઘરાણું આપવામાં આવેલાં હતાં તેના કરતાં પણ સ્થાનિક વાર્ષિક મેળાઓમાં ઉઘરાણાંને માટે આપવામાં આવેલી પ્રતિજ્ઞાઓ વધી જાય છે, તેથી લોકો વિશેષ અજબ થાય છે. આનો ખુલાસો તો ડૉ. સિમ્પસને "સીરાકુઝ હેરલ્ડ" નામના પત્રના રીપોર્ટરને આપ્યો હતો તેજ આપી શકાય એમ છે. તે એવો છે કે, ડૉ. સિમ્પસને તે રીપોર્ટરને કહ્યું, "લખો : અમારા લોકોને દાનાર્પણ કરવું બહુ ગમે છે." રીપોર્ટરે કહ્યું, "હા, લખ્યું; એ સિવાય બીજુ કંઇ લખું?" ડૉ. સિમ્પસને જવાબ આપ્યો, "બસ, એટલુંજ." ઉઘરાણું આપવાની રીત જોઇને રીપોર્ટરને કબૂલ કરવું પડયું કે, અજાયબ જેવું તો છે, તોપણ ખરેખર લોકોને દાનાર્પણ કરવાનું ગમે છે.

ડૉ. સિમ્પસન દેવ પ્રત્યે સાચો અને વિશ્વાસુ હતો, વળી ઘણા દેશોમાં સુવાર્તાપ્રચાર કરવા સંબંધીનું પ્રભુએ જે દર્શન તેને દીધું હતું તેને પણ તે વિશ્વાસુ હતો, વળી ખ્રીસ્તના ભરપૂરપણા વિષેનો જે સંદેશો પ્રગટ કરવાનો હતો તેમાં પણ તે વિશ્વાસુ હતો ; એ વિષેની જે સાક્ષી વિધર્મી દેશોમાં અપાય છે તેના કરતાં વધારે ઉત્તમ સ્મારકસ્તંભ Christian and Missionary Alliance એટલે ખ્રીસ્તી અને સુવાર્તિક મંડળના પ્રિય સ્થાપક અને આખી દુનિયામાં ૩૦થી વધારે વરસ કામ કરનાર તેના નેતાને બીજો કયો હોઇ શકે?

## પ્રકરણ ૧૧ મું.

### કાર્યશીલ માણસ.

આલ્બર્ટ બી. સિમ્પસને આખી જીંદગી ઉદ્યમી જીવન ગાળ્યું હતું. તે જેટલાં વરસ સુધી નયાકમાં રહ્યો તેટલા વખતમાં તે દરરોજ સવારની ૬-૧૫ વાગ્યાની ગાડીમાં ન્યુ યોર્ક જતો; જવલ્લેજ તે તે ગાડી ચૂક્યો હશે. ગાડીમાં જે એક કલાક જતો તે વખતનો ઉપયોગ તે રોજરોજના બનાવો છાપામાંથી ઉતાવળે જોઇ જવામાં અને અભ્યાસમાં કે અધિપતિના કામમાં કરતો. કોઇ કોઇ વખત તે તેના ચિટનીસને મદદને માટે મુસાફરીમાં સાથે લઇ જતો. ન્યુ યોર્કમાં તેની નાની ઓફિસ હતી, અને આ ઓફિસમાં તે કામ કરતો. આપણા માનવામાં પણ ન આવે એવા કામમાં, મુલાકાતે આવેલાની સાથે વાતચિતમાં, જુદી જુદી સમિતિઓ અને જાહેર સભાઓમાં ભાગ લેવામાં અને એવાં અનેક નાનાં મોટાં કાર્યોમાં વખત ગાળીને તે પોતાનો દિવસ પુરો કરતો. ત્યાર પછી તે પાછો ઘેર જતાં ગાડીમાંનો વખત એજ રીતે ગાળતો. ઘેર આવીને જમ્યા પછી થોડાક કલાક વાંચવામાં ગાળતો, અને ત્યાર પછી જે થોડી ઘણી ઉંઘ તે લેતો તે પહેલાં તેને વાસ્તે તૈયારી તરીકે અને દિવસના કામ પછીના વિસામા તરીકે તે થોડી વાર પ્રાર્થના કરતો.

તે એટલાં બધાં જુદાં જુદાં કામો કરતો કે તે કહેતાં પાર ન આવે. તોપણ તે ખાસ કરીને આવા પ્રકારનાં કામો કરતો : જેવાં કે બોધ કરવો, જાહેર ભાષણ આપવું, પાળક તરીકેની ફરજો બજાવવી, માંદાંઓની માવજત કરવી, નયાકશાળામાં વ્યાખ્યાનો કરવાં, મેળાઓને લગતી મુસાફરી કરવી, પત્રવ્યવહાર કરવો, અધિપતિ તરીકેનું કામ કરવું, પુસ્તકો બહાર પાડવાં, અને નવાં કાવ્યો રચવાં, વગેરે, વગેરે. તેને કદી ફુરસદ હોય એવું તો હતુંજ નહિ.

આટલું બધું કામ હોવા છતાંએ કોઇ માણસ ખાસ કામે તેને બોલાવે તો તે ત્યાં પણ જતો; પણ એટલું જાળવતો કે બીજા બધા ઉદ્યમી માણસની રીત પ્રમાણે ડૉ. સિમ્પ્સન પણ પોતાને નકામો ખોટી થવા દેતો નહિ. જ્યારે જ્યારે તે વખત કાઢીને કોઇને ઘેર જતો ત્યારે તે તેની સાથે બહુજ મમતાથી વર્તતો; અને એટલો વખત કાઢતાં તેને કેમ થયું હશે તે તો ભાગ્યેજ કોઇ જાણતું.

કોઇ પણ માણસ કે કોઇ પણ કામ પર જ્યારે તે ધ્યાન લગાડતો ત્યારે તેમાં તે પોતાની એકેએક શક્તિ રોકતો, અને એમ કરવાથીજ સારૂં પરિણામ આવશે એ તે સમજતો હતો; વળી પ્રતિકૂળ સંજોગો કે કઠણ કામોમાં ફ્તેહ પામવાને પુરી રીતે પ્રભુ પર આધાર રાખવો જોઇએ એ પાઠ પણ તે ભણેલો હતો. કામ અને પ્રભુ સાથેની સંગત તે તેને મન પરસ્પર શત્રુઓ નહિ, પણ એક બીજાની દાસી જેવાં હતા. તેનું વર્ણન તે નીચે પ્રમાણે કવિની રીત મુજબ કરે છે:

"મને વાડીનો બહુ શોખ હતો. હું વાડીમાં કામ કરતો, અને સાથે સાથે ગુલાબનાં ફુલોની સુગંધ પણ લેતો. મારા ખાસ કામમાં તે મને રોકાણ કરતાં નહિ. ઘડી ઘડી હું સુંદર, મધુર ફુલની વાસ લેતો, કે વખતે તેમની તરફ નીહાળતો; તોએ કામમાં મને જરા પણ નડતર થતી નહિ. તેજ પ્રમાણે આપણે હરદમ કામ કરનારા થઇ શકીએ છીએ, અને તેની સાથે સાથે સ્વર્ગની સુવાસ પણ લઇ શકીએ છીએ. તેથી તમારા કામમાં હરકત થશે નહિ. એ તો સુગંધીથી ભરપુર કે સુવાસિત ઓરડીમાં કામ કરવા સમાન છે, કે જ્યાં કામ કરતાં આપણી દરેક ઇન્દ્રિયને આનંદ થાય છે. તે તો પ્રાર્થના કરતાં કંઇ વિશેષ ઉંડું છે,—એટલે તે પ્રભુની સાથે સંગત કે મેળાપ છે."

ડૉ. સિમ્પ્સને એશઆરામવાળું જીવન ગાળવાનો કદીજ પ્રયત્ન કર્યો નથી, કે તેવી અપેક્ષા પણ રાખી નથી. તેના છેલ્લા

એક જાહેર ભાષણમાં તેણે એવું કહ્યું હતું કે, "મારા વિશ્વાસમય જીવનની શરૂઆતમાં પ્રભુએ મને એક દર્શન આપ્યું હતું. તે દર્શન તો કેવા પ્રકારના જીવનને માટે પ્રભુએ મને તેડયો છે, તેનું ચિહ્ન હતું. આ સ્વપ્નમાં મેં એક સઢવાળું નાવડું જોયું. તે જોસભેર વહેતા વહેળામાં જતું હતું. અને જતાં જતાં તે પવનથી તથા પાણીના ઉતાવળા પ્રવાહથી આમતેમ હડસેલાતું તથા ડામાડોળ થયા કરતું હતું. દરેક પળે એમ લાગતું હતું કે હમણાં તે ખડક સાથે અથડાશે અને તેના ભાંગીને ચૂરેચૂરા થઇ જશે; એમ છતાં તે સર્વ જોખમમાંથી સમજ ન પડે તેવી રીતે બચી ગયું, અને સહીસલામત કાંડે પહોંચ્યું. એ નાના નાવના સઢ પર લાટિન ભાષાના એક શબ્દમાં સ્પષ્ટ રીતે તેનું નામ લખેલું હતું. તે નામ ઍંગસ્ટિઆ (Angustia) છે, અને તેનો અર્થ 'પ્રતિકૂળ સંજોગો.' થાય છે. આ સાદા સ્વપ્નદ્વારા, જે જે અડચણો અને અજમાયશો મારી જીંદગીમાં આગળ આવવાની હતી તેને વાસ્તે પ્રભુ મારી ચારે બાજુ કોટ બાંધતો દેખાયો, અને મારા જીવનની સફર જે સહેલી નહિ પણ જોખમવાળી હતી તેને માટે મને તૈયાર કરતો દેખાયો, અન મને એવું બતાવ્યું કે, એવા કષ્ટમય જીવનમાં પણ પ્રભુ મને સદા જયવાન કરશે."

દર્શનમાં તેણે જે જે જોયું તે બધું પ્રભુના વચનદ્વારા નક્કી થયું. લુઇવીલમાં તેની જીંદગીનો જે સૌથી મહાન્ અણીનો પ્રસંગ બન્યો, તે વખતે જે ઠેકાણે ઠેકાણે નિશાનીઓ કરેલું બેબલ તેની પાસે હતું તેમાં તેણે યિર્મેયાહ ૩૯; ૧૮ વાક્યની નીચે જાડી લીટી દોરી. તે વાક્ય આ પ્રમાણે છે: "તારો જીવ તને લૂટ દાખલ થશે, કેમકે તેં મારા પર ભરોસો રાખ્યો છે, એવું યહોવાહ કહે છે." હાંસિયામાં તેણે તારીખ લખી લીધી, ૧લી જાન્યુઆરી, ૧૮૭૯; ત્યારથી માંડીને તે આ વાક્યને પોતાની જીંદગીના આધાર-વચનોમાંનું એક ગણવા લાગ્યો.

જ્યારે તે મેળાઓમાં જતો ત્યારે તેમાં, થોડો કે ઘણો ગમે તેટલો વખત જવાનો હોય, તો પણ તે પોતાની સાથે એટલું બધું કામ લઇ જતો કે સાધારણ માણસને તે ઑફિસમાં કરવું પણ બહુ થઇ પડે; વળી એ ઉપરાંત રોજના પુષ્કળ તાર અને તેના ઘેરથી રવાના કરેલી ટપાલ આવે તે તો જુદું.

આવી જીંદગી ગુજારવાને ખરેખર આપણી બુદ્ધિ પહોંચે નહિ એવું કંઇક મહાન ગુપ્ત બળ હોવુંજ જોઇએ, કે જેમાંથી સર્વ કાર્યો તથા તે કાર્યો કરવાની શક્તિનો ઉદ્દ્ભવ થતો હોય. તે ગુપ્ત કારણનો પડદો તે અહીં ખોલતાં જણાવે છે કે, "પ્રભુ આપણી પાસે એવા કંઇ કામની આશા રાખતો નથી, કે જેને માટે તેણે તેની અખૂટ કૃપામાંથી આપણે વાસ્તે પૂરતો બંદોબસ્ત કર્યો ન હોય. જો આપણે તેના પર આધાર રાખીને કંઇ કરીએ, તો પછી આપણે જેટલું કરવાની હિમ્મત ધરાવીએ તેટલું ઓછું; કારણ કે તેણે આપણને પોતાની સર્વ સંપૂર્ણતા આપી છે, અને તે કોઇને તેને પોતાને ખર્ચે યુદ્ધમાં મોકલતો નથી." બીજું પણ એક કારણ તે બતાવે છે, "પ્રભુની સેવાનું કામ કરવાની શક્તિ એ કંઇ કુદરતી શક્તિ કે પ્રાપ્ત કરેલો અનુભવ નથી; પણ તે તો પવિત્ર આત્માદ્વારે આપણને મળેલું ખ્રીસ્તનું પોતાનું જીવન અને સામર્થ્ય છે; અને પવિત્ર આત્મા વગર કોઇ માણસ દેવની સેવા કરી શકતું નથી."

## પ્રકરણ ૧૨ મું.

### પ્રાર્થનાશીલ માણસ.

ધર્મોના મર્મોમાંનો પ્રાર્થના એક મર્મ છે. ડૉ. સિમ્પ્સન પોતાના 'વર્તમાન સત્ય' નામના પુસ્તકમાં અલૌકિક બાબતો સંબંધી લખતાં કહે છે કે, "વિશ્વાસ કરનારની જીંદગીમાં પ્રાર્થનાનો મર્મ અને તેની સેવા, એ કરતાં વધારે અલૌકિક અને દૈવી અજાયબી બીજી કોઈ નથી...એ તો ખરેખર અજાયબીઓમાં અજાયબી, મર્મોમાં મર્મ, ચમત્કારોમાં ચમત્કાર છે! એક નાના બાળકનો હાથ પ્રાર્થનાદ્વારા પ્રભુ પિતાના હાથને અડકે છે, એટલે આખા વિશ્વનું ચક્કર ફરે છે. વહાલાંઓ, આ તો મારી અને તમારી અલૌકિક જગા છે, અને તેના દરવાજા ઉપર આ પ્રેરણા ઉપજાવે એવું નોતરૂં વાંચીએ છીએ કે, "મને હાંક માર, એટલે હું તને ઉત્તર આપીશ; ને જે મોટી અને ગૂઢ વાતો તું જાણતો નથી તે હું તને પ્રગટ કરીશ, એવું યહોવાહ કહે છે" (યિર્મે. ૩૩; ૩).

આ વચન યિર્મેયાહને આપવામાં આવ્યું હતું, અને તેજ ડૉ. સિંપ્સનનું મહાન જીવનવાક્ય હતું; અને જે અડગ વિશ્વાસ તેની મહાન સેવાનું મૂળ હતો, તે વિશ્વાસનો તે પાયો બન્યું. આ આધાર વાક્ય પરથીજ તે આપણને એવો બોધ કરી શક્યો કે, "આપણી ઉંચામાં ઉંચી સેવા અને શક્તિ એ છે કે, માણસોને અર્થે પ્રભુની સાથે સંબંધ રાખવો," અને વળી તે પરથી તે આપણને એવું માનવાનો બોધ કરે છે કે, "પ્રાર્થનામય સેવા એજ આપણી સેવાનું ઉંચામાં ઉંચું સ્વરૂપ છે."

પ્રાર્થનાનો મર્મ શીખ્યો ત્યારેજ ડૉ. સિંપ્સન સેવાનું રહસ્ય ખોલી શક્યો. પ્રાર્થનામાં તેને દેવની ઇચ્છાનું દર્શન થયું. એથી

વધારે પ્રાર્થના કરવાથી દેવની ઇચ્છા પૂરી પાડવાને દેવની યોજનાઓ સંબંધી તેને ખાતરી થઇ. એ કરતાં પણ વિશેષ પ્રાર્થનામાં લાગુ રહેવાથી તે યોજનાઓ અમલમાં આણવાને તેને શક્તિ પ્રાપ્ત થઇ. વળી વધારે પ્રાર્થના કરવાથી કામને માટેની પ્રત્યેક અગત્ય પૂરી પાડવામાં આવી. આથી પણ વધારે ને વધારે પ્રાર્થનામાં લાગુ રહેવાથી જે કામની તેણે શરૂઆત કરી હતી તે કામ પુરૂં કરવાને તે શક્તિમાન થયો. હમેશ પ્રાર્થના કર્યા કરવાથી, તેના હૃદયમાં દેવની સ્તુતિ તથા તેના પ્રત્યે આદરભાવનો ભાવ ઉપજ્યો, અને એમ તેની મારફતે જે કંઇ કામ થતું, તેનો મહિમા બધો પ્રભુનેજ મળતો.

તેની એક ચોપડીમાં તે લખે છે કે, "જે વખતે પ્રભુ મને આ રીતે એટલે પ્રાર્થનાદ્વારે પહેલવહેલો દેખાયો, અને તેણે તેની સમક્ષતા પર ભરોસો રાખવાનું તથા પળેપળ તેની આગળ નમીને પ્રાર્થના કરવાનું મને શિખવ્યું, તે વખતનું આજ સવારે હું સ્મરણ કરૂં છું. ધીરે ધીરે મને તેની સુઝ પડી, કારણ કે તેમાં ચમકાવે એવું કંઈ નથી. દિનપ્રતિદિન મને સ્પષ્ટ અને સ્પષ્ટ ભાન થતું ગયું કે, પ્રભુ ખરેખર અહીંજ છે; અને તેને શોધવાને મને આકાશમાં ચઢવાની જરૂર પડી નથી. જેટલી વાર મેં તેને કાનમાં કહ્યું તેટલી વાર તેણે તો તરત મને ઉત્તર આપ્યો કે, "હું આ રહ્યો." પ્રભુની સમક્ષતારૂપ મેઘથી આચ્છાદિત થવું એ કેટલું ઉત્તમ અને મૂલ્યવાન છે!

આ પ્રમાણે ડૉ. સિંપ્સનને મન તો પ્રાર્થના આખી જીંદગી સુધીની ટેવ તથા સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વવ્યાપક મિત્રની સાથેની સ્વતંત્ર સંગત હતી. દૈનિક ભક્તિસેવાને માટે તેનાં લખેલાં પુસ્તકો-માંના એકમાં તે આપણને આવી સલાહ આપે છે કે, "જેમ જેમ આપણી જીંદગીમાં જે જે વાનાં બનતાં જાય તેમ તેમ તે દરેક બાબત પળેપળે પ્રાર્થનાદ્વારે આપણે પ્રભુની આગળ લાવવાની ટેવ રાખવી, કેમકે એ તો પ્રાર્થનામય જીંદગીમાં મોટી મદદરૂપ છે." "નિત્ય પ્રાર્થના કરો" એ આજ્ઞાર્થ વચનનો ડૉ. સિંપ્સનને એવો

અર્થ માલુમ પડ્યો હતો કે, આપણા નિત્યના જીવનમાં દરરોજ જે જે વાનાંની જેમ જેમ આપણને જરૂર પડે તેમ તેમ તેને માટે આપણે માગણી કરવી જોઇએ.

કેટલાક લોકો કહે છે કે કોઇ બાબતને માટે આપણે એકજ વાર પ્રભુ પાસે માગવું, અને પછી તેને માટે ઇશ્વરને જેમ યોગ્ય લાગે તેમ તે કરે. પણ ડૉ. સિમ્પસનનું કહેવું એવું નથી. તે તો કહે છે કે, "પાઉલે શું કર્યું? આ બાબતમાં પાઉલે જે કર્યું તેજ વાજબી છે. તેણે પ્રાર્થના કર્યાજ કરી; હા, તેણે ફરી ફરીને પ્રાર્થના કરી. તમારે પણ તેજ પ્રમાણે કરવું જોઇએ. વારંવાર ને વારંવાર, ફરીફરીને, પ્રભુ જવાબ આપે ત્યાં સુધી, પ્રાર્થના કર્યાજ કરવી; અને એજ બરાબર છે. પાઉલે પ્રભુએ જ્યાં સુધી તેને જવાબ આપ્યો નહિ ત્યાં સુધી પ્રાર્થના કર્યાજ કરી. આખરે પ્રભુએ તેને કહ્યું કે, 'પાઉલ, મારે તને નિરાશ કરવો પડશે; આ કાંટો હું દૂર કરવાનો નથી.' એકવાર શુક્રવારની સભામાં ડૉ. સિમ્પસને આ વાતનો સ્પષ્ટ ખુલાસો આપ્યો: "પ્રાર્થનાને માટે કદાચ સારામાં સારો નિયમ આ છે કે, જે બાબત સંબંધી આપણે પ્રાર્થના કરતા હોઇએ તે વાત સંબધી પ્રભુનું મન કેવું છે તે આપણે જાણીએ નહિ, અને આપણાં અંત:કરણોને સંતોષ મળે એવો પ્રકાશ, એવી સુઝ અને એવો દિલાસો મળે નહિ, ત્યાં સુધી આપણે પ્રાર્થના કર્યાજ કરવી જોઇએ. અલબત પ્રાર્થનામાં નકામો લવારો થઇ શકે છે; પણ પ્રાર્થનામાં લાગુ રહેવું તથા જાથુ પ્રાર્થના કરવી એ જુદી વાત છે. દરેક બાબતમાં કેવી રીતે પ્રાર્થના કરવી તે પવિત્ર આત્મા આપણને શિખવશે. જેનું મન પ્રભુથી શિખવાએલું છે તે તો એટલે સુધી અમુક બાબત વિષે પ્રાર્થના કર્યા કરશે કે, જ્યાં સુધી તેને ખાતરી થાય કે, હવે વધારે વાર પ્રાર્થના કરવાની જરૂર રહી નથી, અને પછી તે તે બાબત વિષે પ્રાર્થના કરવાનું બંધ રાખીને ત્યારથી તે દરેક બાબતને માટે સ્તુતિ કરશે.

ડૉ. સિંપ્સનના જીવનમાં તેના પોતાના આત્મભાન કરતાં પણ કંઇક ઉંડું હતું, જેને તે "ઉચ્ચારણ વગરની પ્રાર્થના" કહે છે. "સ્વર્ગના દિવસો" એ નામના તેના પુસ્તકમાં તે આ સંબંધી એવું લખે છે કે, "પ્રભુને સમર્પિત થએલા વિશ્વાસ કરનારમાં પવિત્ર આત્મા તેજ પ્રાર્થનાનો સર્વોપરી આત્મા છે. આપણું આખું માનવપણું દેવને સમર્પિત કરી દીધેલું હોય અને આપણા વિચારો તેની ઇચ્છાને આધીન હોય, તો આપણી તેની સાથેની સંગતમાં દરેક પળ તે વ્યાપ્ત કરશે, અને દરેક બાબત જેમ જેમ આપણા અનુભવમાં આવતી જશે તેમ તેમ તે તેમાં પણ વ્યાપ્ત થશે, અને તેન આપણે આપણા જીવનમાં અમલમાં મૂકીએ ત્યાર પહેલાં આપણે તેને આપણા આત્મિક આત્મભાનમાં પ્રાર્થનાદ્વારે પૂર્ણ કરીશું. તેથી જીંદગીનો બોજ આપણે પોતે ઉપાડીએ છીએ એમ આપણને માલમ પડશે, અને તે બોજને માટે આપણે ઉચ્ચારણ વગરની પ્રાર્થના, જે આપણે પોતે ઘણી વાર સમજી શકતા નથી, પણ જે માત્ર આપણામાં પ્રભુના જે વિચારો અને તેની ઇચ્છા છે તેનું સ્પષ્ટીકરણ છે, તે કરીએ છીએ, એમ આપણને માલમ પડશે."

ખાસ સંબંધ અને વિનંતીઓથી આ અખંડ સંગત જાળવી રખાય છે. ડૉ. સિંપ્સનની ટેવ એવી હતી કે, રાતે કામમાંથી પરવાર્યા પછી ખ્રીસ્તની જોડે અટકાવહીન સંગતમાં દર રાતે થોડો વખત ગાળવો. ખ્રીસ્તની સાથેની સંગત તો ડૉ. સિંપ્સનની જીંદગીનું નિત્ય નવીનકરણ, ઉંઘ પહેલાંનો આરામ, પ્રભુની આરાધના અને સ્તુતિ કરવી તે, અને પ્રભુની ભરપૂરતાનો શ્વાસોચ્છ્વાસ હતાં.

ડૉ. સિંપ્સન કહે છે કે, "કદાચ, બીજાઓના હકમાં પ્રાર્થના કરવી એજ પ્રાર્થનામય ઉંચામાં ઉંચી સેવા છે." પ્રાર્થનાનો "બોજ" એટલે શું તે તે સમજતો હતો. પ્રાર્થના કરતાં તે પોતાના

હ્રદયમાં પોતાની મંડળીને, પોતાના આખી દુનિયામાં પ્રસરેલા મંડળને, પણ સૌથી વધારે વિધર્મીઓમાં ધર્મપ્રસાર કરનારાઓને સંભારતો. કોઇ કોઇ વાર પરદેશમાં મિશનેરી પર કંઇ અસહ્ય બોજ આવી પડ્યો હોય તો તે વિષે બીજો કંઇ ખુલાસો આપ્યા વગર તે તાર મારફતે તે મિશનેરીને સારૂ પ્રાર્થના કરવાની પોતાના મિત્રોને સૂચના કરતો. તેનાં જુદાં જુદાં કામો, ખાનગી અંગત કાર્યો, તેનું કુટુંબ અને અંગત મિત્રો, એ સર્વને માટે તેને નિરંતર પ્રાર્થનાઓ કર્યા કરવી પડતી હતી.

પ્રાર્થનાની આવી માગણીઓ કેટલી અગત્યની હતી તે તો ડૉ. સિંપ્સન અને તેનો પ્રભુ એ સિવાય બીજું કોઇ કદી જાણતું નહોતું, કારણ કે તે પોતાના પ્રાર્થનામય જીવનને પ્રભુની સાથેનું ભરોસાનું અને ખાનગી કામ લેખતો. તેની ગજવાની નોંધપોથીમાં આવી જુદી જુદી અગત્યની નોંધ મળી આવે છે : કોઇ કોઇ વખતે પોતાનાં છોકરાંને માટે, કોઇ કોઇ વખતે પોતાના મિત્રોને માટે, વખને વળી આર્થિક જરૂરિયાતોને માટે તે પ્રાર્થના કરતો, એવું તે પરથી મળી આવે છે. કોઇ કોઇ વખતે આવી ઉદ્‌ગારમય પ્રાર્થના પણ તેમાંથી નીકળતી કે, "પ્રભુ, તું જાણે છે." વળી નોંધ-પોથીમાં કોઇ કોઇ ઠેકાણે તે ને તેજ તારીખે અથવા તે પછીની થોડીજ મુદતની તારીખે ઉપકારસ્તુતિનું આવું વચન પણ લખેલું મળતું કે, "દેવની સ્તુતિ થાઓ, માગ્યા પ્રમાણે મળ્યું છે!"

તેણે જે પુષ્કળ મધુરમાં મધુર કાવ્યો રચેલાં છે, તેમાંનાં ઘણાં તો તેણે પ્રાર્થના કરતાં કરતાં રચ્યાં હતાં; અને એ ગાયનો એવાં છે કે તે વડે જેમ તેનું પોતાનું અંત:કરણ વિનંતીઓ, ઉમેદ, ભક્તિ અને સ્તુતિમાં દેવની સમક્ષ ઉલ્લાસી થતું હતું તેમજ તે આપણાં અંત:કરણોને પણ દેવની સમક્ષ ઉલ્લાસી બનાવે છે. ડૉ. સિંપ્સનના ખરા જુસ્સાના પ્રાર્થનામય જીવનના ઉંચાણ તથા ઉંડાણને અનુસરતાં પોતે પ્રાર્થના કરતાં બંધ પડવું જોઇએ, એમ પણ કોઇ કોઇને તો લાગ્યું છે, અને લાગે છે. નીચેનું અંગ્રેજી કાવ્ય

પહેલવહેલું વાંચતાં કોણ પોતાનું અધુરાપણું અને પોતાની ખામીઓ નહિ સમજે ?

" O Love, that gave itself for me,
Help me to love and live like Thee,
And kindle in this heart of mine,
The passion fire of love divine.

" Set all my ransomed powers on fire;
Give me the love that naught can tire,
And kindle in this heart of mine
The living fire of zeal divine.

" O Holy Ghost, for Thee I cry;
Baptize with power from on high,
And kindle in this heart of mine
The living fire of power divine.

" Help me to pray till all my soul
Shall move and bend at Thy control,
And kindle in this heart of mine,
The living fire of power divine.

આ અંગ્રેજી કાવ્યનું ભાષાંતર નીચે પ્રમાણે છે :—

૧. હે પ્રેમસ્વરૂપ પ્રભુ, તેં મારી ખાતર પોતાનો ભોગ આપ્યો;
તું મને તારા જેવો પ્રેમ રાખનાર તથા જીવન ગાળનાર થવા સારૂ સહાય કર,
અને મારા હૃદયમાં જીવંત દૈવી જુસ્સો સળગાવ.

૨. મારામાંની નવીન શક્તિઓ તેજી કર,
કદી નિર્ગત ન થાય એવો પ્રેમ મારામાં ઉપજાવ,
અને મારા હૃદયમાં જીવંત દૈવી જુસ્સો સળગાવ.

૩. હે પવિત્ર આત્મા, મારામાં આવ,
સ્વર્ગી સામર્થ્યથી મને બાપ્તિસ્મી કર,
અને મારા હૃદયમાં જીવંત દેવી જુસ્સો સળગાવ.

૪. પ્રાર્થના કરવાની રીત મને શીખવ,
જેથી મારૂં આખું મન તને આધીન થઇને
તારી ઇચ્છાનુસાર હરેફરે,
અને મારા હૃદયમાં જીવંત દેવી જુસ્સો સળગાવ.

આવા નેતાની આગેવાની હેઠળ અલાયન્સ મિશન પ્રાર્થના-સંસ્થા વગર બીજું શું હોઇ શકે? જે માણસે દર્શન જોયું હતું, અને જેણે તે સ્વપ્ન અમલમાં આણવાને મોટો ભોગ આપ્યો હતો, તેવા માણસના આત્માના કષ્ટમાં આ સંસ્થાનો જન્મ થયો હતો. પ્રાર્થના-થીજ તેનું પોષણ થતું આવ્યું છે. તે સંસ્થાને સાદી અને હમેશ પ્રભુ પર આધાર રાખે એવી કરવી એવી તેની ઇચ્છા હતી, અને એજ તેનો મનોભાવ હતો. જ્યારે એવો વખત આવ્યો કે તે બોધ કરી શકતો નહિ, તેમજ કંઇ પુસ્તક કે લેખ પણ તે લખી શકતો નહિ, ત્યારે તે પોતાનાં ધર્મસંતાનને માટે, અને જે મોટા હેતુને અર્થે તેઓને તેડવામાં આવેલાં હતાં તે પુરો પાડવાને માટે, રાતદિવસ પ્રાર્થના કર્યા કરતો. તેણે જેમ પ્રાર્થના કરી તેમ આપણે પણ જેમ જેમ પ્રાર્થના કરીશું તેમ તેમ પ્રભુએ તેને જે કામ સોંપ્યું હતું, અને જે પૂર્ણ કરવાનું આપણે માટે રહેલું છે, તે કામ આપણે આગળ ચલાવતાં રહીશું.

સમાપ્ત.